સંશોધક તથા ટીકાકાર,

**ભટ્ટ રામશંકર મૌનજી.**

મોક્ષમંદિર—અમદાવાદ.



II 1924 23 1924

# શ્રીતત્વબોધ.

ભાષાભાષ્ય ત્રીજો ભાગ—આદ્ય શંકરાચાર્યજીની અનુભવવાણી.

Rg. No. 140.

પદચ્છેદ, શબ્દાર્થ તથા સાદા ગુજરાતી ભાષાંતર સહિત.

---

પ્રકાશક:—પરિખ મોહનલાલ ગોવિંદલાલ.
કાળુપુર, ગુંદીની પોળ—અમદાવાદ.



બીજી આવૃત્તિ. સંવત ૧૯૮૦ પ્રત ૨૦૦૦.
કીંમત ૦-૩-૬

537

નોંધ—થોડું ભણેલા સ્ત્રી પુરૂષોને પણ ઉત્તમ ઉપદેશનો લાભ મળે તેવા હેતુથી મોટા ગુજરાતી ટાઈપમાં છપાવ્યો છે તેમ તેનું ભાષાંતર પણ ઘણીજ સાદી ભાષામાં કર્યું છે, વળી તેની કીંમત ઘણીજ ઓછી છે.

અમદાવાદ—પીરમશા રોડ ઉપર આવેલા ધી નિર્ણય પ્રિ: પ્રેસમાં
ઈશ્વરભાઈ ત્રિવેદીએ છાપ્યું.

# શ્રી તત્ત્વબોધ.



પ્રથમ સદ્ગુરૂને પ્રણામ કરીને શ્રી શંકર ભગવાન્ ગ્રંથનો આરંભ કરે છે.

१ वासुदेवेन्द्रयोगीन्द्रं, नत्वा ज्ञानप्रदं गुरुम् ।
मुमुक्षूणां हितार्थाय, तत्त्वबोधोऽभिधीयते ॥

૧ વાસુદેવેન્દ્રયોગીન્દ્ર, નત્વા જ્ઞાનપ્રદં ગુરુમ્ ।
મુમુક્ષૂણા હિતાર્થાય, તત્ત્વબોધોઽભિધીયતે ॥

**અર્થ**—જ્ઞાન આપનારા, સર્વ વ્યાપક પરમ ઐશ્વર્યરૂપ, અને યોગીઓમા પણ ઉત્તમ એના સદ્ગુરૂને પ્રણામ કરીને મોક્ષની ઇચ્છાવાળા જીવોના કલ્યાણ માટે આ તત્ત્વબોધ કહેવાય છે-સૂચવાય છે

( આ ગ્રન્થ પદ્યમા નથી પણ વાર્તાના રૂપમા છે. )

२ साधनचतुष्टयसंपन्नाधिकारिणा मोक्षसाधनभूत तत्त्वविवेकप्रकारं वक्ष्यामः ॥

૨ સાધનચતુષ્ટયસંપન્નાધિકારિણા મોક્ષસાધનભૂતં તત્ત્વવિવેકપ્રકાર વક્ષ્યામ· ॥

**અર્થ**—જેઓ ચાર સાધનો કરી ચૂક્યા છે તેવા અધિકારીઓના મોક્ષના સાધનરૂપ, તત્ત્વવિવેક સબધી ખુલાસો કહીશુ

---

૧ પદચ્છેદ—**वासुदेव+इन्द्र**-સર્વ વ્યાપક, આત્માના ઇંદ્રરૂપ **योगीन्द्रं**-યોગીઓના ઇદ્ર એટલે યોગીઓમા શ્રેષ્ટ એટલે પરમાત્મારૂપ ( શ્રી ગોવિંદ ગુરુને ). **नत्वा**-નમીને **ज्ञानप्रद् गुरुम्**-જ્ઞાનને આપનાર ગુરૂને **मुमुक्षूणा**-મુમુક્ષૂઓના **हितार्थाय**-હિતને માટે. **तत्त्वबोध**-તત્ત્વનો ઉપદેશ. **अभिधीयते**-કહેવાય છે

૨ પદચ્છેદ—**साधनानाम् चतुष्टय साधनचतुष्टयं, तेन संपन्नाः साधनचतुष्टयसंपन्ना**-ચાર સાધનથી સપન્ન થએલા, એટલે જે ચાર

**३ सवाल—साधनचतुष्टय किम् ?**

**3 સવાલ—સાધનચતુષ્ટય કિમ્ ?**

**સવાલનો અર્થ**—એ ચાર સાધનો કયા કયા છે ?

**जवाब—(१) नित्यानित्यवस्तुविवेकः (२) इहामुत्रार्थफल-भोगविरागः (३) शमादिषट्संपत्तिः । (४) मुमुक्षुत्वं चेति ॥**

**જવાબ—(૧) નિત્યાનિત્યવસ્તુવિવેક (૨) ઇહામુત્રાર્થફલ-ભોગવિરાગઃ (૩) શમાદિષટ્સંપત્તિ । (૪) મુમુક્ષુત્વં ચેતિ ॥**

**જવાબનો અર્થ**—( પહેલુ સાધન ) નિત્ય તથા અનિત્ય વસ્તુ-ઓમા વિવેક-ભાન-સમજણ તે ( બીજુ સાધન ) આ સમાર તથા સ્વર્ગની કામના, કામનાના ફળ અને તેમાથી ઉત્પન્ન થતા ભોગ વિલાસા તેમા વૈરાગ્ય ( ત્રીજુ સાધન ) શમાદિ ૭ સપત્તિઓ અને ( ચોથુ સાધન ) મોક્ષની ઇચ્છા

**४ सवाल—नित्यानित्यवस्तुविवेकः कः ?**

**૪ સવાલ—નિત્યાનિત્યવસ્તુવિવેક કઃ ?**

**સવાલનો અર્થ**—નિત્ય અને અનિત્ય વસ્તુમા વિવેક એટલે શુ ?

**जवाब—नित्यवस्त्वेकं ब्रह्म, तद्व्यतिरिक्तं सर्वमनित्यम् । अयमेव नित्यानित्यवस्तुविवेकः ॥**

---

માધનો કરી ચૂક્યા છે તે **अधिकारिन्**—ઉપરથી **अधिकारिणा**—અધિ-કારીઓના **मोक्षस्य साधनभूत**—મોક્ષના સાધનરૂપ **तत्त्वविवेकस्य प्रकार तत्त्वविवेकप्रकार**—તત્ત્વવિવેકનો પ્રકાર, તત્ત્વવિવેક સબંધી ખુલાસા. **वक्ष्याम.**—કહીશુ ( **वच्+**ભવિષ્ય કાળનો **स्य** પ્રત્યય તેમા **च्** નો **क्** થયો છે અને **स्** નો **ष्** અને **क्** તથા **ष्** મળીને **क्ष** થયો છે ).

3 પદચ્છેદ—**नित्य+अनित्य+वस्तु+विवेक.**—નિત્યાનિત્ય કહેતા—સત્ય અગર અસત્ય વસ્તુઓમા વિવેક—ભાન—સમજણ **इह**—આ લોકમા. **अमुत्र**—પરલોકમા **अर्थ+फल+भोग**—કામના તથા તેનુ ફળ અને તેનો ભોગ. **तेषु विरागः अर्थफलभोगविराग.**—કામનાના ફળ અને ભોગમા વૈરાગ્ય. **शमादिषट्सपत्ति.**—શમ વિગેરે ૭ સપત્તિઓ **मुमुक्षुत्वं**—મોક્ષની ઇચ્છા,

जवाब—नित्यवस्त्वेकं ब्रह्म तद्व्यतिरिक्तं सर्वमनित्यम् । अयमेव नित्यानित्य वस्तुविवेकः ॥

જવાબ—નિત્યવસ્વેકં બ્રહ્મ તદ્વ્યતિરિક્તં સર્વમનિત્યમ્ । અયમેવ નિત્યાનિત્ય વસ્તુવિવેક ॥

**જવાબનો અર્થ**—નિત્ય વસ્તુ તો એક બ્રહ્મ છે તેનાથી જુદું તે તમામ અનિત્ય વસ્તુ છે આવા જ્ઞાનનુ નામ નિત્યાનિત્યવસ્તુવિવેક કહેવાય છે.

५ सवाल—विरागः कः ?

૫ સવાલ—વિરાગ ક ?

**સવાલનો અર્થ**—વૈરાગ્ય કેવો હોય ?

जवाब—इह स्वर्गभोगेषु इच्छाराहित्यम् ॥

જવાબ—ઈહ સ્વર્ગભોગેષુ ઈચ્છારાહિત્યમ્ ॥

**જવાબનો અર્થ**—આ સંસાર તથા સ્વર્ગના ભોગ વિલાસમાં આસક્તિથી રહિતપણું તેનું નામ વૈરાગ્ય કહેવાય છે.

६ सवाल—शमादिसाधनसंपत्तिः का ?

૬ સવાલ—શમાદિસાધનસંપત્તિ. કા ?

**સવાલનો અર્થ**—શમ વિગેરે સાધનની સંપત્તિ ( સામગ્રી ) તે કઈ કહેવાય છે ?

जवाब—शमो दम उपरमस्तितिक्षा श्रद्धा समाधानं चेति ॥

---

૪ પદચ્છેદ—**नित्य+वस्तु+एकं**-નિત્ય વસ્તુ ( હમેશા રહેનાર ) અવિનાશી વસ્તુ તો એક. **ब्रह्म**-છે ( **वि+अति+रिच्+त=व्यतिरिक्त** ) **तस्मात् व्यतिरिक्तं=तद्व्यतिरिक्त**-તે બ્રહ્મથી જુદું **सर्वम् अनित्यम्**-સઘળું અનિત્ય ( નાશવંત ) **अयम् एव**-આજ, આનુ નામ. **नित्यानित्यवस्तुविवेक**'-નિત્ય તથા અનિત્ય વસ્તુઓમા રહેલો વિવેક સમજણ અગર ભાન.

૫ પદચ્છેદ—**इह**-આ લોકના **स्वर्ग**-પરલોકના. **भोगेषु**-ભોગ વિલાસમાં **इच्छा**-મરજી, આસક્તિ **रहितस्य भाव राहित्यम्-इच्छायाः राहित्य इच्छाराहित्य**-ઈચ્છા અગર આસક્તિથી રહીતપણુ

૬ પદચ્છેદ—**शम**.-મનનો નિગ્રહ. **दम**.-ઇંદ્રિયોનો નિગ્રહ. **उपरम**

**જવાબ—શમો દમ ઉપરમસ્તિતિક્ષા શ્રદ્ધા સમાધાન ચેતિ ॥**

**જવાબનો અર્થ**—શમ, દમ, ઉપરમ, તિતિક્ષા શ્રદ્ધા અને સમાધાન એ છ શમાદિ સાધન સંપત્તિ કહેવાય છે

**७–१ सवाल–शमः कः ?**

**૭–૧ સવાલ—શમ ક ?**

**સવાલનો અર્થ**—શમ એટલે શુ ?

**जवाब–मनोनिग्रहः ।**

**જવાબ—મનોનિગ્રહ ।**

**જવાબનો અર્થ**—મનને વશ કરવુ તે

**७–२ सवाल–दमः कः ?**

**૭–૨ સવાલ—દમઃ ક ?**

**સવાલનો અર્થ**—દમ એટલે શુ ?

**जवाब–चक्षुरादिबाह्येन्द्रियनिग्रहः ।**

**જવાબ—ચક્ષુરાદિબાહ્યેન્દ્રિયનિગ્રહઃ ।**

**જવાબનો અર્થ**—આંખ વિગેરે બહારની ઇંદ્રિયનો નિગ્રહ તે દમ કહેવાય છે

**७–३ सवाल–उपरमः कः ?**

**૭–૩ સવાલ—ઉપરમ ક ?**

---

પોતાના ધર્મ પ્રમાણે આચરણ–વર્તન **तितिक्षा**-ટાઢ તડકો વિગેરેથી થતા દુ ખ સહન કરવાની શક્તિ **श्रद्धा**-ગુરૂ તથા શાસ્ત્રના વચનમા વિશ્વાસ **समाधानं**-ચિત્તની એકાગ્રતા **च इति**-અને તે પ્રમાણે

૭-૧ **પદચ્છેદ તથા અર્થ—मनस निग्रह मनोनिग्रह** -મનનો નિગ્રહ તે શમ કહેવાય છે.

૭-૨ પદચ્છેદ—**चक्षुआदि एषुनानि चक्षुरादीनि, चक्षुरादीनि च तानि बाह्येन्द्रियाणि च, चक्षुरादिबाह्येन्द्रियाणि, तेषाम् निग्रहः, चक्षुरादिबाह्येन्द्रियनिग्रह ॥**

૭–૩ પદચ્છેદ—**स्वस्य धर्मं स्वधर्मं, तस्य अनुष्ठानम् स्वधर्मानुष्ठानम्**-પોતાના ધર્મ પ્રમાણે વર્તન-કાર્ય **एव**-જ, માત્ર

સવાલનો અર્થ—ઉપરમ કોને કહેવાય છે ?

**जवाब–स्वधर्मानुष्ठानमेव ॥**

**જવાબ—સ્વધર્માનુષ્ઠાનમેવ ॥**

**જવાબનો અર્થ**—પોતાના ધર્મ પ્રમાણેજ વર્તવું તેનું નામ ઉપરમ કહેવાય છે

**७–४ सवाल–तितिक्षा का ?**

**૭–૪ સવાલ**—તિતિક્ષા કા ?

**સવાલનો અર્થ**—તિતિક્ષા કોને કહેવાય છે.

**जवाब–शीतोष्णसुखदुःखादिसहिष्णुत्वम् ॥**

**જવાબ—શીતોષ્ણસુખદુઃખાદિસહિષ્ણુત્વમ્ ॥**

**જવાબનો અર્થ**—ટાઢ, તડકો, સુખ, દુઃખ વીગેરે સહન કરવાપણું તેનું નામ તિતિક્ષા કહેવાય છે

**७–५ सवाल–श्रद्धा कीदृशी ?**

**૭–૫ સવાલ—શ્રદ્ધા કીદૃશી ?**

**સવાલનો અર્થ**—શ્રદ્ધાનું રૂપ કેવું હશે ?

**जवाब–गुरुवेदांतवाक्यादिषु विश्वासः श्रद्धा ॥**

**જવાબ—ગુરૂવેદાંતવાક્યાદિષુ વિશ્વાસ શ્રદ્ધા ॥**

**જવાબનો અર્થ**—ગુરૂ તથા વેદાંત વાક્યોમાં વિશ્વાસ તેનું નામ શ્રદ્ધા કહેવાય છે.

---

૭–૪ પદચ્છેદ—**शीत+उष्ण+सुख+दुःख+आदि**–ટાઢ તડકો સુખ, દુઃખ આદિ **सहते+इति एवम् शील सहिष्णुः–तस्य भाव सहिष्णुत्वम्**–સહન કરવાપણું

૭–૫ પદચ્છેદ—**गुरुश्च वेदांतवाक्यानि च–गुरुवेदांतवाक्यानि–गुरुवेदांतवाक्यानि आदीनि एषु तानि, गुरुवेदान्तवाक्यादीनि तेषु–** ગુરૂએ કહેલાં વેદાન્તના વાક્યો વીગેરેમાં **विश्वास**-વિશ્વાસ, ભરોસો. **श्रद्धा**–શ્રદ્ધા.

७-६ सवाल-समाधानं किम् ?

૭-૬ સવાલ—સમાધાન કિમ્ ?

સવાલનો અર્થ—સમાધાન કોને કહેવાય છે ?

जवाब-चित्तैकाग्रता ॥

જવાબ—ચિત્તૈકાગ્રતા ॥

જવાબનો અર્થ—ચિત્તની એકાગ્રતા તે સમાધાન કહેવાય છે

८-१ सवाल-मुमुक्षुत्वं किम् ?

૮-૧ સવાલ—મુમુક્ષુત્વ કિમ્ ?

સવાલનો અર્થ—મુમુક્ષુપણું કોને કહેવાય ?

जवाब-मोक्षो मे भूयात् इति इच्छा ॥

જવાબ—મોક્ષો મે ભૂયાત્ ઇતિ ઇચ્છા ॥

જવાબનો અર્થ-મારો મોક્ષ થાય એવી જે ઇચ્છા તેનું નામ મુમુક્ષુત્વ કહેવાય છે

८-२ एतत्साधनचतुष्टयम्

૮-૨ એતત્સાધનચતુષ્ટયમ્ ?

અર્થ—આ ચાર સાધનો સબંધી ખુલાસો કર્યો છે

ततस्तत्त्वविवेकस्याधिकारिणो भवंति ।

તતસ્તત્ત્વવિવેકસ્યાધિકારિણો ભવતિ ।

અર્થ—પછી ઉપર બતાવ્યા તે સાધનો તૈયાર કર્યા પછી મુમુક્ષુઓ તત્ત્વવિવેકના અધિકારી થાય છે.

---

૭-૬ પદચ્છેદ—चित्तस्य एकाग्रता-चित्तैकाग्रता-ચિત્તની એકાગ્રતા.

૮-૧ પદચ્છેદ—मोक्षः-મુક્તિ मे-મારી भूयात्-થાય. इति इच्छा-એવી ઇચ્છા.

૮-૨ પદછેદ—ततः-પછી तत्त्वस्य विवेक तत्त्वविवेकः तस्य तत्त्वविवेकस्य-તત્ત્વ વિવેકના अधिकारिन्-શબ્દ ઉપરથી अधिकारिण-( પ્રથમાનું બહુ વચન ) અધિકારીઓ भवति-થાય છે.

९ सवाल–तत्त्वविवेकः कः ?

૯ સવાલ—તત્ત્વવિવેકઃ કઃ ?

સવાલનો અર્થ—તત્ત્વવિવેક કોને કહેવાય છે ?

जवाब–आत्मा सत्यस्तदन्यत् सर्वं मिथ्येति ॥

જવાબ—આત્મા સત્યસ્તદન્યત્ સર્વં મિથ્યેતિ ॥

જવાબનો અર્થ—આત્મા સત્ય છે તેનાથી જે જુદુ છે તે મિથ્યા છે એ પ્રમાણે સમજ.

१० सवाल–आत्मा कः ?

૧૦ સવાલ—આત્મા કઃ ?

સવાલનો અર્થ—આત્મા કેવો હોય છે ?

जवाब–स्थूलसूक्ष्मकारणशरीराद्व्यतिरिक्तः पंचकोशातीतः सन् अवस्थात्रयसाक्षी सच्चिदानंदस्वरूपः सन् यस्तिष्ठति स आत्मा ॥

જવાબ—સ્થૂલસૂક્ષ્મકારણશરીરાદ્વ્યતિરિક્તઃ પંચકોશાતીત સન્ અવસ્થાત્રયસાક્ષી સચ્ચિદાનંદસ્વરુપઃ સન્ યસ્તિષ્ઠતિ સ આત્મા ॥

જવાબનો અર્થ—આત્મા તે કહેવાય છે કે જે સ્થૂલ સૂક્ષ્મ અને કારણ શરીરથી જુદો છે, પાંચકોશોથી પણ જુદો છે, ત્રણ અવસ્થાનો સાથી છે અને સચિદાનંદ રૂપ રહે છે તે આત્મા છે.

---

૯ પદછેદ—आत्मा-આત્મા सत्य -સાચો છે. तस्मात् अन्यत् तदन्यत्-તેનાથી ( આત્માથી ) જુદુ -ભિન્ન सर्वं-સઘળુ मिथ्या इति-ખોટુ છે એમ

૧૦ પદછેદ—स्थूल+सूक्ष्म+कारण+शरीरात्-સ્થૂલ સૂક્ષ્મ તથા કારણ શરીરથી. वि+अति+रिच्+त-જુદો પડેલો, ભિન્ન પડેલો. पञ्चानां कोशानां पञ्चकोशा तान् अतीत. पञ्चकोशातीत.-પાંચ કોશોથી રહીત सन्-છતા ( નપુંસકમા सत्-છતા અને સ્ત્રી લીંગના નામ સાથે सती એટલે છતા વપરાય છે ) अवस्थानाम् त्रय अवस्थात्रय-तस्य

**११ सवाल—स्थूलशरीरं किम ?**

**૧૧ સવાલ—સ્થૂલશરીરં કિમ્ ?**

**સવાલનો અર્થ**—સ્થૂલ શરીર કોને કહેવાય છે ?

**जवाब**—पंचीकृतपंचमहाभूतैः कृतं सत् कर्मजन्यं सुखदुःखादिभोगायतनं शरीरम् ! अस्ति जायते वर्धते विपरिणमते अपक्षीयते विनश्यतीति षड्विकारवदेतत्स्थूलशरीरम ॥

**જવાબ**—પંચીકૃતપંચમહાભૂતૈ કૃતં સત્ કર્મજન્યં સુખદુઃખાદિભોગાયતન શરીરમ્ ! અસ્તિ જાયતે વર્ધતે વિપરિણમતે **અપક્ષીયતે** વિનશ્યતીતિ ષડ્વિકારવદેતત્સ્થૂલશરીરમ્ ॥

**જવાબનો અર્થ**—પૃથ્વી, જળ, તેજ વાયુ અને આકાશ એવા પંચ **મહાભૂતો** એક સાથે મળવાથી થએલુ, કર્મથી બનેલુ, સુખ દુ:ખાદિના ભોગનુ સ્થાન, તેને સ્થૂળ શરીર કહેવાય છે વળી તે શરીર ગર્ભમા આવે છે ત્યારે ગર્ભ છે એમ કહેવાય છે, પછી જન્મે છે, પછી વધે છે, પછી પુખ્ત બને છે, વૃદ્ધ બને છે અને છેવટે નાશ પામે છે એવા છ વિકારવાળુ આ સ્થુળ શરીર છે.

---

**साक्षी अवस्थात्रयस्य साक्षी**—ત્રણે અવસ્થાના સાક્ષી **सच्चिदानन्द स्वरूपः**—સત્ ચિત્ અને આનંદ સ્વરૂપ **सन्**—છતા. **यः तिष्ठति**—જે ઉભા છે, જે છે. **सः**—તે. **आत्मा**—આત્મા

**૧૧ પદછેદ—पचीकृतमहाभूतै** -પાચ મહાભૂતો ( પૃથ્વી જળ તેજ વાયુ અને આકાશ એકત્ર મળવાથી **कृत**-કરાએલો **सत्** છતા **कर्मण जन्यं कर्मजन्यं**-કર્મથી ઉત્પન્ન થએલુ **सुख+दु ख+आदि**-સુખ દુ ખ વિગેરેનો **भोगस्य आयतन भोगायतन**-ભોગનુ સ્થાન **शरीर**-શરીર **अस्ति**-( ગર્ભમા ) છે **जायते**-જન્મે છે **वर्धते**-વધે છે **विपरिणमते**-પુખ્ત થાય છે. **अपक्षीयते**-નાશ પામે છે, વૃદ્ધ થાય છે **विनिश्यति**-નાશ પામે છે **इति**-એ પ્રમાણે **षड्विकारा सति यस्य षड्विकारवत्**-છ વિકારના ભાન જેવુ **स्थूलशरीर**-સ્થૂલ શરીર ગણાય છે.

१२ सवाल–सूक्ष्मशरीरम् किम् ?

૧૨ સવાલ—સૂક્ષ્મશરીરમ્ કિમ્ ?

સવાલનો અર્થ—સૂક્ષ્મ શરીર કોને કહેવાય છે ?

जवाब–अपंचीकृतपंचमहाभूतैः कृतं सत् कर्मजन्यं, सुखदुःखादिभोगसाधनम्, पंचज्ञानेंद्रियाणि, पंचकर्मेन्द्रियाणि, पंचप्राणादयः, मनश्चैकंबुद्धिश्चैका एवं सप्तदशकलाभिः सह यत्तिष्ठति तत्सूक्ष्मशरीरम्॥

જવાબ—અપચીકૃતપચમહાભૂતૈઃ કૃત સત્ કર્મજન્ય, સુખદુ ખાદિભોગસાધનમ્, પચજ્ઞાનેદ્રિયાણિ, પચકર્મેન્દ્રિયાણિ, પચપ્રાણાદય, મનશ્ચૈક બુદ્ધિશ્ચૈકા એવ સપ્તદશકલાભિઃ સહ યત્તિષ્ઠતિ તત્સૂક્ષ્મશરીરમ્ ॥

જવાબનો અર્થ—જે એકઠા નહી થએલા પાચ મહાભૂતોથી બનેલુ વળી કર્મથી ઉપજેલુ, જે સુખ દુ ખ વીગેરેના ભોગ ભોગવવાનુ સાધન છે, પાચ કર્મેદ્રિય, પાચ જ્ઞાનેન્દ્રિય, પાચ પ્રાણ, એક મન તથા એક બુદ્ધિ એવી રીતે સત્તર તત્ત્વોવાળુ છે તે સૂક્ષ્મશરીર છે

હવે પાચ જ્ઞાનેદ્રિય કઇ ? તેના દેવ કયા ? તથા તેના ધર્મ–વિષય કયા ? તે સબધી ખુલાસો થાય છે

---

૧૨ પદચ્છેદ—**अपचीकृतपचमहाभूतै**–નહી એકઠા થએલા પાચમહાભૂતોથી **कृत**–કરાએલુ **सत्**–છતા **कर्मण जन्य कर्मजन्य**–કર્મથી પેદા થએલુ **सुखदु खादि**–સુખ દુ ખો વીગેરેના **भोगसाधनम्**–ભોગનુ સાધન **पचज्ञानेद्रियाणि**–જ્ઞાન જેમા પ્રધાન છે એવી (કાન, નાક, આખો, જીભ તથા ચામડી) પચ જ્ઞાનેદ્રિયો **पचकर्मेन्द्रियाणि**–કર્મ જેમા પ્રધાન છે એવી હાથ, પગ, વાણી, ગુદા (મળ ત્યાગ કરનાર ઇંદ્રિય) અને શીષ્ન (પેશાબ કરનાર ઇંદ્રિય) એ પાચ કર્મેદ્રિયો **पचप्राणादय**–પાચ પ્રાણ જેવા કે (પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન) જેમા મુખ્ય છે તે **मनश्च एक मनश्चैक**–એક મન **बुद्धिश्च एका बुद्धिश्चैका**–એક બુદ્ધિ **एवं**–આ પ્રમાણે **सप्तदश+कलाभि**–સતર કળાથી **सह**–સાથે **यत् तिष्ठति**–જે છે **तत् सूक्ष्मशरीरम्**–તે સૂક્ષ્મ શરીર છે

१३–१ श्रोत्रं त्वक् चक्षू रसना घ्राणम् इति पंचज्ञानेंद्रियाणि॥

૧૩-૧ શ્રોત્રં ત્વક્ ચક્ષૂ રસના ઘ્રાણમ્ ઇતિ પંચજ્ઞાનેન્દ્રિયાણિ ॥

**અર્થ**—કાન, ચામડી, આખ, જીભ અને નાક એ પાચ જ્ઞાનેન્દ્રિયો છે. ( હવે તેના દેવની વાત થાય છે )

१३–२ श्रोत्रस्य दिग्देवता ॥ त्वचोवायुः ॥ चक्षुषः सूर्यः ॥ रसनाया वरुणः ॥ घ्राणस्य अश्विनौ इति ज्ञानेंद्रियदेवताः ॥

૧૩-૨ શ્રોત્રસ્ય દિગ્દેવતા ॥ ત્વચોવાયુઃ ॥ ચક્ષુષ સૂર્ય ॥ રસનાયા વરૂણ ॥ ઘ્રાણસ્ય અશ્વિનૌ ઇતિ જ્ઞાનેન્દ્રિયદેવતા ॥

**અર્થ**—કાનના દેવ દિશા છે, ચામડીના દેવ વાયુ છે, આખના દેવ સૂર્ય છે, જીભના દેવ વ ણ છે અને નાકના દેવ અશ્વિનિકુમારો છે

१३–३ श्रोत्रस्य विषयः शब्दग्रहणम् । त्वचो विषयः स्पर्शग्रहणम्॥ चक्षुषो विषयो रुपग्रहणम्॥ रसनाया विषयो रसग्रहणम्॥ घ्राणस्य विषयो गधग्रहणम् इति ॥

૧૩-૩ શ્રોત્રસ્ય વિષય શબ્દગ્રહણમ્ । ત્વચો વિષય સ્પર્શ-ગ્રહણમ્ । ચક્ષુષો વિષયો રૂપગ્રહણમ્ । રસનાયા વિષયો રસ-ગ્રહણમ્ । ઘ્રાણસ્ય વિષયો ગધગ્રહણમ્ ઇતિ ॥

---

૧૩-૧ પદચ્છેદ—**श्रोत्र**-કાન **त्वक्**-ત્વચા, ચામડી **चक्षु**-આખો **रसना**-જીભ **घ्राणम्**-નાક **इति**-એ પ્રમાણે પાચ જ્ઞાનેન્દ્રિયો છે

૧૩-૨ પદચ્છેદ—**श्रोतस्य**-કાનના **दिग्देवता**-દિશા દેવ છે. **त्वचो-वायु**-ત્વચાના વાયુદેવ છે **चक्षुष**-આખના દેવ **सूर्य**-સૂર્ય. **रसनाया वरुण**-જીભના દેવ વ.ણ છે **घ्राणस्य अश्विनौ**-નાકના દેવ ( બે ) અશ્વિનિકુમાર છે **इति**-આ પ્રમાણે **ज्ञानेंद्रियदेवता**-જ્ઞાન ઇદ્રિયોના દેવો છે. આ પ્રમાણે જ્ઞાનેન્દ્રિયોના દેવતા છે ( હવે તે ઇદ્રિયોના ધર્મ અગર વિષય બતાવે છે

૧૩-૩ પદચ્છેદ—**श्रोत्रस्य विषय**-કાનનો વિષય **शब्दस्य ग्रहण शब्दग्रहणम्**-શબ્દ લેવા એટલે શબ્દ સાભળવા તે. **त्वचो विषय**-

**અર્થ**—કાન, ચામડી, આખ, જીભ અને નાક એ પાચ જ્ઞાનેંદ્રિયો છે કાનનો દેવ દિશા છે, ચામડીનો દેવ વાયુ છે, આખનો દેવ સૂર્ય છે, જીભનો દેવ વરૂણ છે, નાકના દેવ અશ્વિનિકુમારો છે, આ પ્રમાણે જ્ઞાનેંદ્રિયોના દેવતા છે, કાનનો વિષય સાભળવુ તે, ચામડીનો વિષય અડકવુ તે આખનો વિષય જોવુ તે, જીભનો વિષય ખાવુ તે, નાકનો વિષય સુઘવુ તે. (હવે કર્મેન્દ્રિયાણી કઈ છે તે કહે છે)

**१४–१ वाक् पाणी पादपायूपस्थानीति पंचकर्मेंद्रियाणि ॥**

**૧૪–૧ વાક્ પાણી પાદપાયૂપસ્થાનીતિ પચકર્મેંદ્રિયાણિ ॥**

**અર્થ**—વાણી, હાથ, પગ, ગુદા અને ઉપસ્થ એ પાચ કર્મેન્દ્રિયો છે હવે તે કર્મેન્દ્રિયોના દેવ કોણ છે તે કહે છે

**१४–२ वाचो देवता वन्हिः हस्तयोरिंद्रः । पादयोर्विष्णुः । पायोर्मृत्युः । उपस्थस्य प्रजापतिः । इति कर्मेंद्रियदेवताः ।**

**૧૪–૨ વાચો દેવતા વન્હિ હસ્તયોરિંદ્ર । પાદયોર્વિષ્ણુ । પાયોર્મૃત્યુ. । ઉપસ્થસ્ય પ્રજાપતિ । ઈતિ કર્મેંદ્રિયદેવતા ॥**

---

ચામડીનો વિષય. **स्पर्शग्रहणम्**—સ્પર્શનુ ગ્રહણ, અડકવુ તે **चक्षुषो विषय**—આખનો વિષય **रूपग्रहणम्**—રૂપનુ ગ્રહણ એટલે જોવુ તે **रसनाया विषय**—જીભનો વિષય **रसग्रहणम्**—રસનુ ગ્રહણ-ખાવુ તે **घ्राणस्य विषय**-નાકનો વિષય **गधग्रहण**—ગધનુ ગ્રહણ એટલે ગધ લેવી, સુઘવી તે. **इति**—એ પ્રમાણે

**૧૪–૧ પદચ્છેદ**—**वाक्**—વાણી **पाणी**—હાથ **पादौ**-પગ **पायु**-ગુદા, મળત્યાગનુ દ્વાર. **उपस्थ**—મુત્રત્યાગનુ દ્વાર **इति**—એ પ્રમાણે **पचकर्मेंद्रियाणि**—પાચ કર્મેન્દ્રિયો

**૧૪–૨ પદચ્છેદ**—**वाच.**-વાણીના **देवता**—દેવતા **वन्हि**-અગ્નિ **हस्तयो इंद्र**—હાથના દેવ ઇંદ્ર **पादयो विष्णु**—પગના દેવ વિષ્ણુ **पायो मृत्यु**-ગુદાના દેવ યમરાજા **उपस्थस्य प्रजापति**-ઉપસ્થના દેવ બ્રહ્મા **इति**—આ પ્રમાણે **कर्मेंद्रियदेवता**-કર્મેન્દ્રિયના દેવો છે

હવે તે દરેક કર્મેન્દ્રિયો શું શું કામ કરે છે, કઇ કઇ ક્રિયા કરે છે અથવા તેનો કયો વિષય છે તે વાતનો હવે ખુલાસો થાય છે

**१४-३ वाचो विषयो भाषणम् । पाण्योर्विषयो वस्तुग्रहणम् । पादयोर्विषयो गमनम् । पायोर्विषयो मलत्यागः । उपस्थस्य विषय आनंद इति.**

**૧૪-૩ વાચો વિષયો ભાષણમ । પાણ્યોર્વિષયો વસ્તુગ્રહણમ । પાદયોર્વિષયો ગમનમ । પાયોવિષયો મલત્યગ । ઉપસ્થસ્ય વિષય આનંદ ઇતિ.**

**અર્થ**—વાણીનો વિષય બોલવું છે, હાથનો વિષય, હાથનો વિષય વસ્તુને લેવી તે, પગનો વિષય ચાલવું તે, ગુદાનો વિષય મળ ત્યાગ અને ઉપસ્થનો વિષય આનંદ છે, એ પ્રમાણે તેઓની ક્રિયા છે

**१५ सवाल—कारणशरीरं किम् ?**

**૧૫ સવાલ**—કારણશરીર કિમ્ ?

**સવાલનો અર્થ**—કારણશરીર કોને કહો છો ?

**जवाब—अनिर्वाच्यानाद्यविद्यारूपं शरीरद्वयस्य कारण-मात्रं सत्स्वस्वरूपाज्ञानं निर्विकल्पस्प यदस्ति तत्कारणशरीरम् ।**

**જવાબ**—અનિર્વાચ્યાનાદ્યવિદ્યારૂપ શરીરદ્વયસ્ય કારણ-માત્ર સત્સ્વસ્વરૂપાજ્ઞાન નિર્વિકલ્પરૂપ યદસ્તિ તત્કારણશરીરમ્

---

૧૪-૩ **પદચ્છેદ—वाच. विषय**—વાણીનો વિષય **भाषणम्**-ભાષણ, બોલવું તે **पाण्यो विषय**-હાથનો વિષય **वस्तुग्रहणम्**-વસ્તુને પકડવી અગર લેવી તે **पादयो. विषय**-પગનો વિષય **गमनम्**-જવું તે **पायो विषय**-ગુદાનો વિષય **मलत्याग**-મળનો ત્યાગ. **उपस्थस्य विषय.**-મુત્રત્યાગની ઇંદ્રિયનો વિષય **आनंद**-આનંદ **इति**-એ પ્રમાણે

૧૫ **પદચ્છેદ—अनिर्वाच्य**-સત્ય-અસત્ય એમાનું કાંઈ કહી ન શકાય તે **अनादि**-જુના કાળની **अविद्यारूप**-અજ્ઞાનનું રૂપ, અજ્ઞાન

**જવાબનો અર્થ**—જેને સત્ય અગર અસત્ય કાંઈ કહી શકાય નહીં તેવું અનિર્વાચ્ય અને ઘણા કાળથી ચાલી આવતી માયારૂપ (અજ્ઞાનરૂપ) તે કારણ શરીર છે, વળી સ્થૂળ તથા સૂક્ષ્મ બેઉ શરીરને ઉત્પન્ન કરનાર તે કારણ શરીર છે, સ્વસ્વરૂપ વિદ્યમાન છતા તેમા અજ્ઞાનનું જે રૂપ છે તે પણ કારણ શરીર છે, જેનુ નામ અગર રૂપ પણ ન કહી શકાય તેનુ નિર્વિકલ્પરૂપ જે છે તે કારણ શરીર છે

**१६ सवाल–अवस्था त्रयं किम् ?**

**૧૬ સવાલ**—અવસ્થા ત્રય કિમ્ ?

**સવાલનો અર્થ**—ત્રણ અવસ્થા કઇ ?

**जवाब–जाग्रत्स्वप्नसुषुप्त्यवस्थाः ॥**

**જવાબ**—જાગ્રત્સ્વપ્નસુષુપ્ત્યવસ્થાઃ ॥

**જવાબનો અર્થ**—જાગ્રત, સ્વપ્ન, તથા સુષુપ્તિ એવી ત્રણ અવસ્થા છે (તે સબંધી આગળ ખુલાસા થાય છે)

**१७ सवाल–जाग्रदवस्था का ?**

**૧૭ સવાલ**—જાગ્રદવસ્થા કા ?

**સવાલનો અર્થ**—જાગ્રત અવસ્થા કોને કહેવાય છે ?

---

પોતેજ **शरीरयो द्वय शरीरद्वय तस्य शरीरद्वयस्य**–સ્થૂળ તથા સૂક્ષ્મ બેઉ શરીરનું **कारणमात्र=उत्पत्ति जनक**–કારણરૂપે **सत्**–છતા **स्वस्वरुपस्य अज्ञान–स्वस्वरुपाज्ञान**–સ્વસ્વરૂપનુ એટલે આત્માનુ અજ્ઞાનરૂપ **निर्विकल्परुप**–જેનુ નામ અગર રૂપ ન કહેવાય તેવુ **यत् अस्ति**–જે છે **तत् कारणशरीरं**–તે કારણ શરીર છે

**૧૬ પદચ્છેદ—जाग्रत्**–જાગીએ છીએ, ફરીએ છીએ, ખાઇએ છીએ અને વેપાર કરીએ છીએ તે **स्वप्नावस्था**–ઉંઘમા પણ કાંઇ દેખીએ, ક્રીયા કરીએ વીગેરે સ્થીતીને સૂચવનાર **सुषुप्ति अवस्था**–સ્વપ્નરહિત ગાઢ નિદ્રાની જે અવસ્થા છે તે

**૧૭ પદચ્છેદ—श्रोत्रादि**–કાન વિગેરે (કાન, નાક, જીભ, ત્વચા અને આખ) એ પાચ **ज्ञानेन्द्रियै**–જ્ઞાનની ઇંદ્રિયોથી શબ્દાદિ વિષ્ફ્રૈ

जवाब–श्रोत्रादिज्ञानेन्द्रियैः शब्दादिविषयैश्चज्ञायत इति यत् सा जाग्रदवस्था । स्थूलशरीराभिमानी आत्मा विश्व इत्युच्यते ॥

જવાબ—શ્રોત્રાદિજ્ઞાનેન્દ્રિયૈ. શબ્દાદિવિષયૈશ્ચજ્ઞાયત ઈતિ યત્ સા જાગ્રદવસ્થા । સ્થૂલશરીરાભિમાની આત્મા વિશ્વ ઈત્યુચ્યતે ॥

**જવાબનો અર્થ**—કાન વિગેરે પાચ જ્ઞાનેન્દ્રિઓથી અને શબ્દ વિગેરે પાચ વિષયોથી જે સમજાય છે તે જાગ્રત્ અવસ્થા છે તે જાગ્રત્ અવસ્થામા સાક્ષીરૂપે રહેલા સ્થૂળ દેહના અભિમાની આત્માને ઓળખવા માટે તેને ‘ વિશ્વ ’ કહેવામા આવે છે

१८ सवाल–स्वप्नावस्था केति चेत् ?

**૧૮ સવાલ**—સ્વપ્નાવસ્થા કેતિ ચેત્ ?

**સવાલનો અર્થ**—સ્વપ્નાવસ્થા કેવી હશે ?

जवाब–जाग्रदवस्थायां यद् दृष्ट यच्छ्रुतं तज्जनितवासनया निद्रासमये यः प्रपंचः प्रतीयते सा स्वप्नावस्था । सूक्ष्म शरीराभिमानी आत्मा तैजस इत्युच्यते ॥

---

શબ્દ વીગેરે વિષયોથી એટલે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાચ વિષયોથી **च**–અને **ज्ञायते**–( તેમા સમાએલા **ए** નો **अय** થયો અને પછી સ્વર આવવાથી **य्** નો લોપ થયો છે એટલે **ज्ञायत** આ વાકયમા છે ) **ज्ञायते**–સમજાય છે, જણાય છે **इति**–એ પ્રમાણે **यत्**–જે **सा**–તે **जाग्रदवस्था**–જાગ્રતની અવસ્થા **स्थूलशरीरस्य अभिमानी**–જાગ્રત અવસ્થામાં સ્થૂળ શરીરના અભીમાન ધરાવીને જે ( આત્મા અગર પરમતત્વ ) રહે છે તે **आत्मा**–આત્મા **विश्व**–આત્માને નામ હોય નહી, છતા માત્ર જાગ્રત અવસ્થામા રહેલા સાક્ષીરૂપ આત્માને ઓળખવા માટે તેનુ નામ **विश्व** ઠરાવ્યુ છે **इति**–એ પ્રમાણે **उच्यते**–કહેવાય છે

૧૮ પદચ્છેદ—**जाग्रदवस्थाया**–જાગ્રત્ અવસ્થામા **यद् दृष्टं**–જે જોયેલુ છે. **यत् श्रुत**–જે સાભળેલુ છે, સાભળ્યુ છે તે **तेन जनिता-वासना**–**तज्जनितवासना**–**तया तज्जनितवासनया**–જાગ્રત્ અવસ્થામા

**જવાબ—જાગ્રદવસ્થાયાં યદ્ દૃષ્ટં યચ્છ્રુતં તજ્જનિત વાસનયા નિદ્રાસમયે ય. પ્રપંચઃ પ્રતીયતે સા સ્વપ્નાવસ્થા । સૂક્ષ્મશરીરાભિમાની આત્મા તૈજસ ઈત્યુચ્યતે ॥**

**જવાબનો અર્થ**—જાગ્રત અવસ્થામા જે કાંઇ જોયુ તથા જે કાંઇ સાભળ્યુ તેનાથી ઉત્પન્ન થયેલી વાસનાવડે-વાસનાને લીધે ઉંઘમા જે પ્રપંચ દેખાય છે તે સ્વપ્નાવસ્થા કહેવાય છે તે સ્વપ્નાવસ્થામા સ્થૂળ શરીર ક્રિયારહિત પડયુ હોય છે પણ સૂક્ષ્મશરીર કામ કરે છે તે સૂક્ષ્મશરીરના અભીમાની આત્માને એટલે સૂક્ષ્મશરીરમા સાક્ષી રૂપે રહેલા આત્માને 'તૈજસ' આત્મા કહેવાય છે

**१९ सवाल–ततः सुषुप्त्यवस्था का ?**

**૧૯ સવાલ**—તત સુષુપ્ત્યવસ્થા કા ?

**સવાલનો અર્થ**—સુષુપ્તિઅવસ્થા કઇ કહેવાય છે ?

जवाब–अहं किमपि न जानामि सुखेन मया निद्रानुभूयते इति सुषुप्त्यवस्था । कारणशरीराभिमानी आत्मा 'प्राज्ञः' इत्युच्यते ॥

---

જોએલા તથા સાભળેલાથી ઉત્પન્ન થએલી વાસનાવડે **निद्रासमये**-ઉંઘમા **य प्रपच**–જે પ્રપંચ **प्रतीयते**-દેખાય છે **सा**-તે **स्वप्नावस्था**-સ્વપ્નની અવસ્થા છે **सूक्ष्मशरीराभिमानी**-સૂક્ષ્મ શરીરનો અભિમાની **आत्मा**-આત્મા **तैजस**-તૈજસ **इति उच्यते**-એમ કહેવાય છે

**१९** પદચ્છેદ—**अहं**-હુ **किम् अपि**-કાંઇ પણ **न**-નહિ **जानामि**-જાણુ છઉં. **सुखेन**-સુખથી **मया**-મારાથી **निद्रा+अनुभूयते**-ઉંઘ અનુભવાય છે-ઉંઘ લેવાય છે (આગળ સત્તરમા સવાલના પદચ્છેદમા જણાવ્યુ છે તેમ અહીં પણ **भूयते** ને બદલે **भूयत** લખાયુ છે) **इति**-આ પ્રમાણે **सुषुप्ति अवस्था**-સુષુપ્તી અવસ્થા સમજવી સુષુપ્તી અવસ્થામા સ્થૂળ તથા સૂક્ષ્મ બેઉ શરીરો ક્રિયા રહિત થઇને પડયા રહે છે એટલે બાકીનુ કારણ શરીર જાગ્રતીમા (ક્રિયાવાળુ) હોય છે **कारणशरीरस्य अभिमानी**-**कारणशरीराभिमानी**-સુષુપ્તિ અવસ્થામા કારણ શરીરનો અભિમાની, સાક્ષી **आत्मा**-આત્મા **प्राज्ञ इति उच्यते**-પ્રાજ્ઞ કહેવાય છે.

**જવાબ—અહં કિમપિ ન જાનામિ સુખેન મયા નિદ્રાનુભૂયતે ઇતિ સુષુપ્ત્યવસ્થા । કારણશરીરાભિમાની આત્મા 'પ્રાજ્ઞ' ઇત્યુચ્યતે ॥**

**જવાબનો અર્થ**—મે સુખેથી નિદ્રા લીધી-અનુભવી, પણ તે વાતને હું કંઇ જાણતો નથી તે સ્થીતિનુ નામ સુષુપ્તિ અવસ્થા કહેવાય છે તે સુષુપ્તિ અવસ્થામા કારણ શરીરનો અભિમાની સાક્ષી આત્મા તે **'પ્રાજ્ઞ'** આત્મા કહેવાય છે.

**નોંધ**—( આપણે ઘણા થાકીને સુઇએ છીએ ત્યારે ઘણીવાર સ્વપ્નરહિત ગાઢ નિદ્રા આવે છે તે નિદ્રા લીધા પછી સવારમા કહીએ છીએ કે "મને એવી ઉંઘ આવી કે કાંઈ ખબર પડી નહી" કાંઈ ખબર પડી નહીં ત્યારે સારી ઉંઘ આવી એમ કોણ કહી શકે છે ? તે કહેનાર આપણો સાક્ષી આત્મા છે જેને આપણે સામાન્ય વાત ગણીએ છીએ તેમા કેવુ રહસ્ય છે તેનો આ ખુલાસો છે

**२० सवाल-पचकोशाः के ?**

**૨૦ સવાલ—પચકોશા કે ?**

**સવાલનો અર્થ**—પચકોશ કયા છે ?

**जवाब-अन्नमयः, प्राणमयो, मनोमयो, विज्ञानमयः, आनंदमयश्चेति ॥**

**જવાબ—અન્નમયઃ, પ્રાણમયો, મનોમયો, વિજ્ઞાનમય, આનંદમયશ્ચેતિ ॥**

**જવાબનો અર્થ**—અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, તથા આનદમય એમ પાચ કોશ છે કોશ=ઢાંકણુ અથવા મ્યાન જેમ તલવારનુ ઢાકણુ મ્યાન છે તેમ આત્માનુ ઢાકણુ આ પાચ કોશ છે

---

૨૦ પદચ્છેદ—**अन्नस्य विकार अन्नमय, प्राणानाम् विकार प्राणमयः**-અન્નથી બનેલુ તે અન્નમય અને પ્રાણના વિકારથી થએલુ તે પ્રાણમય **मनस विकार मनोमय** -મનોમય **विज्ञानमय** -વિજ્ઞાનમય **आनदमय** -આનદમય. **च इति**-અને એ પ્રમાણે

**२१ सवाल–अन्नमयः कः ?**

**૨૧ સવાલ—અન્નમયઃ ક ?**

**સવાલનો અર્થ**—અન્નમય કોશ કયો ?

**जवाब–अन्नरसेनैव भूत्वा अन्नरसेनैव वृद्धिं प्राप्य अन्नरूपपृथिव्यां यद्विलीयते तदन्नमयः कोशः–स्थूलशरीरम् ॥**

**જવાબ—અન્નરસેનૈવ ભૂત્વા અન્નરસેનૈવ વૃદ્ધિં પ્રાપ્ય અન્નરૂપપૃથિવ્યાં યદ્વિલીયતે તદન્નમય કોશ –સ્થૂલશરીરમ્ ॥**

**જવાબનો અર્થ**—જે અન્નના રસ વડેજ પેદા થાય છે, તથા અન્નના રસ વડેજ વૃદ્ધિ પામે છે, તથા અન્નરૂપ પૃથ્વીમા મુવા પછી સમાઈ જાય છે, તે અન્નમય કોશ અગર આ સ્થૂળ શરીર છે

**२२ सवाल–प्राणमयः कः ?**

**૨૨ સવાલ—પ્રાણમયઃ ક ?**

**સવાલનો અર્થ**—પ્રાણમય કોશ કયો છે ?

**जवाब–प्राणादिपंचवायवः वागादीन्द्रियपंचकं प्राणमयः॥**

**જવાબ—પ્રાણાદિપંચવાયવ વાગાદીન્દ્રિયપંચક પ્રાણમયઃ॥**

**જવાબનો અર્થ**—પ્રાણઆદિ પાંચ વાયુ છે, અને વાણી આદિ

---

**૨૧ પદચ્છેદ—अन्नस्य रसेन एव**–અન્નનાજ રસથી, પિતાનુ વીર્ય અને માતાના રુધિરથીજ **भूत्वा**–થઈને **अन्नरसेन एव**–અન્નના રસ કરીને **वृद्धिं प्राप्य**–વૃદ્ધિ પામીને **अन्नरूपपृथिव्या**–અન્નરૂપ પૃથ્વીમા **यत् विलीयते**–વિલીન થાય છે, નાશ પામે છે, **तत् अन्नमय कोश**–તે અન્નમય કોશ **स्थूलशरीरम्**–સ્થૂળ શરીર

**૨૨ પદચ્છેદ—प्राणादि**–પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન **पचवायव**–પાંચ પવનો **वाक्+आदि+इन्द्रिय+पचक**–વાણી વીગેરે એટલે વાણી હાથ પગ ગુદા અને ઉપસ્થ એવી પાંચ કર્મેન્દ્રિયનુ પંચક **प्राणमय** પ્રાણમય કોશ

પાચ કર્મેન્દ્રિયો છે. તે બેઉ મળીને પ્રાણમય કોશ કહેવાય છે. પાચ વાયુની ગોઠવણ નીચે પ્રમાણે છે.

૧ ઉદાનવાયુ—મુખથી ગળાસુધી અન્ન અગર જળ મુખથી ગળાસુધી સુધી સલામત પહોચાડે છે.

૨ પ્રાણવાયુ—ગળાથી હૃદય સુધીનો જોખમદાર છે-ગળામા આવેલા અન્ન અગર જળને હૃદયની પેલી તરફ પહોચાડે છે

૩ સમાન વાયુ—નાભિ અગર પેટની મર્યાદામા જોખમદાર થઇને કાર્ય કરે છે. આવેલા અન્ન અગર જળનો રસ તૈયાર કરે છે તથા નાડીદ્વારા શરીરમા ફેલાવે છે.

૪ વ્યાન વાયુ—આ વાયુ આખા શરીરમા ફરે છે અન્ન અગર જળના બનાવેલા રસને સમાન વાયુ પાસેથી લઇને, તે રસને આખા શરીરમા ફેલાવી દે છે, તથા હાથ પગ વીગેરેના સાધાને વાળે છે.

૫ અપાન વાયુ—સમાન વાયુએ અન્ન તથા જળમાથી રસ ખેચી લીધા પછી બાકી રહેલા કચગને, અપાન વાયુ ગુદા તથા ઉપસ્થ ભાગ બહાર ફેકી દે છે

२३ सवाल—मनोमयः कोशः कः ?

૨૩ સવાલ—મનોમય કોશ કઃ ?

સવાલનો અર્થ—મનોમય કોશ કોને કહેવાય છે ?

जवाब—मनश्च ज्ञानेन्द्रियपचकं मिलित्वा यो भवति स मनोमयः कोशः ॥

જવાબ—મનશ્ચ જ્ઞાનેન્દ્રિયપચક મિલિત્વા યો ભવતિ સ મનોમયઃ કોશઃ ॥

જવાબનો અર્થ—મન પાચ જ્ઞાનેન્દ્રિયો સાથે મળીને જે રૂપ ધારણ છે તે રૂપને મનોમય કોશ કહેવાય છે

---

૨૩ પદચ્છેદ—मन च-મન અને ज्ञानेन्द्रियाणाम् पचक-કાન આદિ જ્ઞાનેન્દ્રિયોનુ પચક ( પાચનુ એકઠાપણુ ) मिलित्वा-મળીને. य -જે. भवति-થાય છે. स.-તે. मनोमय कोश -મનોમય કોશ છે.

२४ सवाल–विज्ञानमयः कः ?

૨૪ સવાલ—વિજ્ઞાનમયઃ કઃ ?

સવાલનો અર્થ—વિજ્ઞાનમય કોશ કયો ?

जवाब–बुद्धिश्च ज्ञानेन्द्रियपंचकं मिलित्वा यो भवति स विज्ञानमयः कोशः ॥

જવાબ—બુદ્ધિશ્ચ જ્ઞાનેદ્રિયપચક મિલિત્વા યો ભવતિ સ વિજ્ઞાનમય કોશ ॥

જવાબનો અર્થ—બુદ્ધિ તથા જ્ઞાનેદ્રિઓના પચકને એક સાથે મળી જતા જે રૂપ થાય તે રૂપને વિજ્ઞાનમય કોશ કહેવાય છે.

२५–१ सवाल–आनंदमय कः ?

૨૫–૧ સવાલ—આનદમય ક ?

સવાલનો અર્થ—આનદમય કોશ કોને કહેવાય છે ?

जवाब–एवमेव कारणशरीरभूताविद्यास्थं मलिनसत्त्वं प्रियादिवृत्तिसहितं सत् आनंदमयः कोशः ॥ एतत्कोश पंचकं ॥

જવાબ—એવમેવ કારણશરીરભૂતાવિદ્યાસ્થ મલિનસત્ત્વં પ્રિયાદિવૃત્તિસહિત સત્ આનદમય કોશ ॥ એતત્કોશ પચક ॥

---

૨૪ પદચ્છેદ—बुद्धि–બુદ્ધિ च–અને ज्ञानेंद्रियाणाम् पचक–કાન આદિ પાચ જ્ઞાનેદ્રિયોનુ એકઠા મળવુ તે मिलित्वा–મળીને. य भवति–જે થાય છે स–તે विज्ञानमयः कोश–વિજ્ઞાનમય કોશ કહેવાય છે.

૨૫–૧ પદચ્છેદ—एवम् एव–આગળ કહ્યુ છે તે પ્રમાણેજ कारण शरीरभूत–કારણ શરીરમા રહેલી ( અવિદ્યા ) અને अविद्यास्थ–અવિદ્યામા રહેલુ मलिनसत्त्व–મલિન બળ प्रियादिवृत्तिसहितं–પ્રિયાદિ–એટલે પ્રિય, મોદ તથા પ્રમોદ એવી ત્રણ વૃત્તિઓસહિત

સવાલ—પ્રિયવૃત્તિ કોને કહેવાય ?

જવાબ—કાઇ પણ જોવાથી જે આનદ થાય તે પ્રિયવૃત્તિ.

**જવાબનો અર્થ**—આગળ બતાવેલા કારણ શરીરમા રહેલી અવિદ્યા અગર અજ્ઞાન અને તે અજ્ઞાનમા પ્રિયાદિવૃત્તિઓ સહિત રહેલુ જે મલિનબળ છે તેજ આનદમય કોશ છે આ પ્રમાણે પાચે કોશની વાતો થઇ રહી

હવે પાચ કોશમા રહેલો આત્મા પાચે કોશથી જુદો છે તે સબધી ખુલાસો થાય છે

**२५-२ मदीय शरीर, मदीयाः प्राणाः, मदीय मनश्च, मदीया बुद्धिः, मदीयम् ज्ञानमिति स्वेनैव ज्ञायते। तद्यथा मदीयत्वेन ज्ञात कटककुंडलगृहादिक स्वस्माद्भिन्न, तथा पचकोशादिक मदीयत्वेन ज्ञातमात्मा न भवति ॥**

**૨૫-૨ મદીય શરીર, મદીયા પ્રાણા, મદીય મનશ્ચ, મદીયા બુદ્ધિઃ, મદીયમ્ જ્ઞાનમિતિ સ્વેનૈવ જ્ઞાયતે। તદ્યથા મદીયત્વેન જ્ઞાત કટકકુડલગૃહાદિક સ્વસ્માદ્ભિન્ન તથા પચકોશાદિક મદીયત્વેન જ્ઞાતમાત્મા ન ભવતિ ॥**

---

**સવાલ**—મોદવૃત્તિ કોને કહેવાય ?

**જવાબ**—જેને જોઇને ગળ્યા થયા હતા, તે ચીજની પ્રાપ્તિ થાય, ત્યારે જે આનદ થાય તે મોદવૃત્તિ ગણાય છે

**સવાલ**—પ્રમોદવૃત્તિ કોને કહેવાય છે ?

**જવાબ**—તેને જોવાથી ગળ્યા થયા હતા, તથા જેને મેળવવાથી વધારે ગળ્યા થયા હતા, તેનેજ ભોગવવાથી જે આનદ થાય તે પ્રમોદ-વૃત્તિ કહેવાય છે.

**सत्**-છતા વિદ્યમાન **आनदमय कोश**-આનદમય કોશ છે **एतद्**-આ **कोशपचक**-કોશનુ પાચપણુ એટલે પાચે કોશોનો ખુલાસો થયો છે

૨૫-૨ પદચ્છેદ—**मम् इदम् मदीय**-મારૂ **शरीर**-શરીર **मम इमे मदिया**-મારા **प्राणा**-પ્રાણો **मम् इदम् मदीय**-મારૂ **मन च**-અને મન **मम् इयम मदीया**-મારી **बुद्धि**-બુદ્ધિ **मदीय**-મારૂ **ज्ञानम्**-જ્ઞાન **इति**-એ પ્રમાણે **स्वेन एव**-પોતાથીજ **ज्ञायते**-જણાય છે **तत् यथा-तद्यथा**-તે એવી રીતે કે **मदीयत्वेन**-મારાવડે **ज्ञातं**-જણાએલુ **कटक**-

**અર્થ**—મારૂ શરીર, મારા પ્રાણ, મારૂ મન, મારી બુદ્ધિ અને મારૂં જ્ઞાન (કોઈ ગ્રન્થમા જ્ઞાનની પહેલાના **म** ને આખો રહેવા દઇને જ્ઞાનને બદલે અજ્ઞાન શબ્દ ગણે છે) વીગેરે મારા પોતાથીજ એટલે હું જે આત્મા છઉં તેનાથી જણાય છે તે એવી રીતે કે કડુ, કુડળ ઘર વીગેરે પ્રાણી પદાર્થ મારાવડે, મારા પોતાથી જુદા જણાય છે–તેમ મારાથી જણાએલા (ઓળખાએલા) પાચ કોશ વીગેરે આત્મા નથી પણ આત્માથી જુદા છે તાત્પર્ય હુ સર્વનો દ્રષ્ટા–સાક્ષી છઉં.

२६ सवाल–आत्मा तर्हि कः ?

૨૬ સવાલ—આત્મા તર્હિ ક ?

**સવાલનો અર્થ**—ત્યારે આત્મા કયો ?

जवाव–सच्चिदानदस्वरुपः ॥

જવાબ—સચ્ચિદાનદસ્વરૂપ ॥

**જવાબનો અર્થ**—સત્ ચિત્ અને આનદવાળુ સ્વરૂપ છે તે આત્મા છે

२७ सवाल–सत्किम् ?

૨૭ સવાલ—સત્કિમ્ ?

**સવાલનો અર્થ**—આત્માને સત્ કેમ કહ્યો ?

जवाव–कालत्रयेऽपि तिष्ठति इति सत् ।

જવાબ—કાલત્રયેડપિ તિષ્ઠતિ ઇતિ સત્ ।

**જવાબનો અર્થ**—ત્રણે કાળમા જે રહે છે–હોય છે તે સત્ કહેવાય છે

---

કડુ **कुडल**-કુડલ **गृहादिक**-ઘર વિગેરે **स्वस्मात्**-પોતાથી **भिन्न**-જુદુ **तथा**-તે પ્રમાણે **पचकोशादिक**-પાચ કોશ વીગેરે-એટલે પાચ કોશ, ત્રણ અવસ્થા, ઇદ્રિયો મન વીગેરે **ज्ञात**-જણાએલુ **मदीयत्वेन**-મારાવડે-આત્માવડે **आत्मा न भवति**-આત્મા હોતુ નથી

૨૭ પદચ્છેદ—**कालस्य त्रय कालत्रय तस्मिन्**-ત્રણે કાળમા **अपि**-પણ **तिष्ठति**-છે-રહે છે **इति सत्**-એ પ્રમાણે વિદ્યમાન છે.

२८ सवाल–चित्किम् ?

२८ સવાલ—ચિત્કિમ્ ?

સવાલનો અર્થ—આત્માને ચિત્ કેમ કહ્યો છે ?

जवाब–ज्ञानस्वरूपः ।

જવાબ—જ્ઞાનસ્વરૂપઃ ।

જવાબનો અર્થ—જ્ઞાન એજ જેનુ સ્વરૂપ હોય તે ચિત્ કહેવાય છે

२९ सवाल–आनंद कः ?

૨૯ સવાલ—આનંદ કઃ ?

સવાલનો અર્થ—આત્માને આનંદરૂપ કેમ કહ્યો ?

जवाब–सुखस्वरूपः ॥ एवं सच्चिदानदस्वरूप आत्मानं विजानीयात ॥

જવાબ—સુખસ્વરૂપ ॥ એવ સચ્ચિદાનદસ્વરૂપં આત્માન વિજાનીયાત્ ॥

જવાબનો અર્થ—સુખ એજ જેનુ સ્વરૂપ છે તે આત્મા આનંદરૂપ કહેવાય છે આ પ્રમાણે સત્, ચિત્ અને આનંદરૂપ આત્મા છે એમ જાણવુ



---

૨૮ પદચ્છેદ—ज्ञानम् एव स्वरूप यस्य स ज्ञानस्वरूपः–જેનુ જ્ઞાન એજ સ્વરૂપ છે તે

૨૯ પદચ્છેદ—सुखमेव स्वरूप यस्य स–સુખ એજ જેનુ સ્વરૂપ છે તે. एवं–આ પ્રમાણે सच्चिदानदस्वरूपं–સત્ચિત્ અને આનંદ એજ જેનુ સ્વરૂપ છે તે आत्मान–આત્માને वि+जा+नी–વિકરણ+यात्–પ્રત્યય–જાણે અગર ઓળખે.

## ચોવીશ તત્વો.

**अथ चतुर्विंशतितत्त्वोत्पत्तिप्रकारं वक्ष्याम**-હવે ચોવીસ તત્વો સબંધી ખુલાસો થાય છે,

**૩૦ ब्रह्माश्रया सत्वरजस्तमोगुणात्मिका माया अस्ति। तत आकाशः संभूतः, आकाशाद्वायुः। वायोस्तेजः। तेजसः आपः। अभ्द्यः पृथिवी॥**

**૩૦ બ્રહ્માશ્રયા સત્વરજસ્તમોગુણાત્મિકા માયા અસ્તિ। તત આકાશ સભૂતઃ, આકાશાદ્વાયુ। વાયોસ્તેજઃ। તેજસ આપ। અભ્દ્ય પૃથિવી॥**

**અર્થ**—સત્વરજ તથા તમોગુણરૂપ માયા બ્રહ્મને આશરે રહેલી છે તે માયામાંથી આકાશ પેદા થયુ આકાશમાંથી વાયુ પેદા થયો, વાયુમાથી તેજ પેદા થયુ, તેજમાંથી જળ પેદા થયુ અને જળમાંથી પૃથ્વી પેદા થઈ છે.

**ટીકા**—સત્વ, રજ, તમ નામના ગુણો જ્યા સુધી હોય, ત્યા સુધી માયા કહેવાય છે, તે ગુણથી રહિત થાય ત્યારે પરમાત્મા સ્વરૂપ કહેવાય છે

**આપ** એટલે જળ કહ્યુ છે તેનો મૂળ શબ્દ **अप्** અને તે શબ્દ હમેશા બહુવચનમા વિભક્તિ લે છે નીચેના કોઠામા પંચમહાભૂતની ઉત્પત્તિ બતાવી છે




---

**૩૦ પદચ્છેદ—ब्रह्म आश्रय यस्या सा ब्रह्माश्रया**—બ્રહ્મને આશરે રહેલી ( માયા ) **सत्त्व+रजस्+तमस्=सत्त्वरजस्तमसाम् गुणानाम्**

હવે પાંચ જ્ઞાનેન્દ્રિયોની ઉત્પત્તિ સંબંધી ખુલાસો થાય છે પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા અંતઃકરણ સત્ત્વગુણના અંશમાંથી પેદા થાય છે

**३१ एतेषां पंचतत्त्वानाम् मध्ये आकाशस्य सात्त्विकांशाच्छ्रोत्रेन्द्रियं संभूतम् ॥ वायोः सात्त्विकांशात्त्वगिंद्रियं संभूतम् ॥ अग्नेः सात्त्विकांशाच्चक्षुरिंद्रियं संभूतम् ॥ जलस्य स्वात्त्विकांशाद्रसनेन्द्रिय संभूतम् ॥ पृथिव्याः सात्त्विकांशाद घ्राणेन्द्रियं संभूतम् ॥ एतेषां पचतत्त्वानाम् समष्टिसात्त्विकांशान्मनो बुद्ध्यहंकारचित्तान्तः करणानि संभूतानि ॥**

૩૧ **એતેષાં પંચતત્ત્વાનામ્** મધ્યે આકાશસ્ય સાત્ત્વિકાંશાચ્છ્રોત્રેન્દ્રિય સંભૂતમ્ ॥ વાયો સાત્ત્વિકાંશાત્ત્વગિંદ્રિય સંભૂતમ્ ॥ અગ્ને સાત્ત્વિકાંશાચ્ચક્ષુરિન્દ્રિય સંભૂતમ્ ॥ જલસ્ય સાત્ત્વિકાંશાદ્રસનેન્દ્રિય સંભૂતમ્ ॥ પૃથિવ્યા સાત્ત્વિકાંશાદ્ ઘ્રાણેન્દ્રિય સંભૂતમ્ ॥ એતેષાં પંચતત્ત્વાનામ્ સમષ્ટિસાત્ત્વિકાંશાન્મનોબુદ્ધ્યહંકારચિત્તાન્ત કરણાનિ સંભૂતાનિ ॥

---

**आत्मिका सत्वरजस्तमोगुणात्मिका**–સત્વરજ અને તમોગુણરૂપ **माया**–માયા **तत**–તેમાંથી **आकाश**–આકાશ **संभूत**–ઉત્પન્ન થયું **आकाशात् वायु**–આકાશમાંથી વાયુ ઉત્પન્ન થયો **वायो तेजस्**–વાયુમાંથી તેજ ઉત્પન્ન થયું **तेजस. आप**–તેજમાંથી જળ પેદા થયું **अभ्द्य पृथिवी**–જળમાંથી પૃથ્વી ઉત્પન્ન થઇ છે

૩૧ પદચ્છેદ—**एतेषा**–આ **पचतत्त्वानाम्** **मध्ये**–પાંચ તત્વોમાં **आकाशस्य**–આકાશના **सात्त्विकाशात्**–સાત્વિક અંશમાંથી **श्रोत्रेन्द्रिय**–કાનની ઇંદ્રિય **संभूतम्**–ઉપજી **वायो**–પવનના **सात्त्विकाशात्**–સાત્વિક અંશમાંથી **त्वक् इंद्रिय–त्वगिंद्रिय**–ત્વચાની ઇંદ્રિય **संभूतम्**–ઉપજી–બની **अग्ने**–અગ્નિના **सात्त्विकाशात्**–સાત્વિક અંશમાંથી **चक्षु इंद्रिय**–આંખની ઇંદ્રિય **संभूतम्**–બની **जलस्य**–જળના **सात्त्विकांशात्**–સાત્વિક અંશમાંથી **रसना इंद्रिय**–જીભ **संभूतम्**–ઉપજી **पृथिव्या**–પૃથ્વીના **सात्त्विकांशात्**–સાત્વિક અંશમાંથી **घ्राणेन्द्रिय**–સુંઘવાની ઇંદ્રિય એટલે નાક **संभूनम्**–પેદા થયું–ઉપજ્યું **एतेषाम्**–આ **पचतत्त्वा-**

**અર્થ**—આ પાચ તત્ત્વોમા આકાશ તત્ત્વના સાત્વિક અંશમાથી કાનની ઇંદ્રિય ઉપજી છે, વાયુના સાત્વિક અશમાથી ત્વચાની ઇંદ્રિય બની છે અને અગ્નિના સાત્વિક અશમાથી આખની ઇંદ્રિય બની છે. જળના સાત્વિક અશમાથી જીભની ઇંદ્રિય બની છે પૃથ્વીના સાત્વિક અશમાથી સુઘવાની એટલે નાકની ઇંદ્રિય બની છે. આ પચ તત્ત્વોના સમસ્ત સાત્વિક અશમાથી મન, બુદ્ધિ, અહકાર અને ચિત્તથી બનેલુ અથવા તે તમામ રૂપ અત કરણ બન્યુ છે.

હવે તે મન બુદ્ધિ અહકાર તથા ચિત્તના ધર્મ કયા છે તે કહેવાય છે.

**३२–१ सकल्पविकल्पात्मक मनः ॥**

**૩૨–૧ સકલ્પવિકલ્પાત્મક મન ॥**

**અર્થ**—મન સકલ્પ વિકલ્પ રૂપ છે (આત્મા એટલે સ્વરૂપ સમજવુ)

**३२–२ निश्चयात्मिका बुद्धिः ।**

**૩૨–૨ નિશ્ચયાત્મિકા બુદ્ધિ ।**

**અર્થ**—બુદ્ધિ નિશ્ચય રૂપ છે તેને બીજા રૂપમા કહીએ તો વિચાર થયા પછી નિશ્ચય થાય છે તેનુ નામ બુદ્ધિ

**३२–३ अहंकर्ता अहकारः ।**

---

**नाम्**–પચ તત્વોના **समष्टि**–સમસ્ત **सात्त्विकांशात्**–સાત્વિક અશમાથી **मन**–મન **बुद्धि**–બુદ્ધિ **अहकार**–અહકાર. **चित्तम्**–ચિત્ત **अत करणानि**–મન, બુદ્ધિ, અહકાર અને ચિત્તરૂપ એટલે ચાર મળીને જે અત કરણ કહેવાય છે તે ( **अत**–અદરની **करणानि**–ઇંદ્રિયો અદરની ઇંદ્રિયો તેનુ નામ અત કરણ ) **सभूतानि**–ઉપજ્યા

૩૨–૧ પદચ્છેદ—**सकल्पश्च विकल्पश्च सकल्पविकल्पौ, संकल्पविकल्पौ आत्मानौ यस्य तत् सकल्पविकल्पात्मक**–સકલ્પ વિકલ્પ રૂપ **मन**–મન

૩૨–૨ પદચ્છેદ—**निश्चय आत्मा यस्या सा निश्चयात्मिका**–નિશ્ચયરૂપી, **बुद्धि**–બુદ્ધિ

૩૨-૩ અહંકર્તા અહંકાર. ।

અર્થ—અભિમાનયુક્ત મમતા થાય છે તે અહંકાર કહેવાય છે.

**३२-४ चिन्तमकर्तृ चित्तम् ॥**

૩૨-૪ ચિન્તનકર્તૃ ચિત્તમ્ ॥

અર્થ—જે ચિંતન કરનાર છે તે ચિત્ત કહેવાય છે

હવે તે મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્તના દેવતા કયા કયા છે તે કહેવાય છે.

**३३ मनसो देवता चंद्रमाः ॥ बुद्धेर्ब्रह्मा ॥ अहंकारस्य रूद्रः॥ चित्तस्य वासुदेवः ॥**

૩૩ મનસો દેવતા ચંદ્રમા ॥ બુદ્ધેર્બ્રહ્મા ॥ અહંકારસ્ય રુદ્ર ॥ ચિત્તસ્ય વાસુદેવ ॥

અર્થ—મનના દેવ ચંદ્રમા છે, બુદ્ધિના દેવ બ્રહ્મા છે, અહંકારના દેવ રૂદ્ર છે અને ચિત્તના દેવ વાસુદેવ છે.

હવે પાંચ કર્મેદ્રિયોની ઉત્પત્તિ સંબંધી ખુલાસો થાય છે [ કર્મેદ્રિયો તથા પાંચ પ્રાણ રજોગુણના અંશમાંથી પેદા થાય છે

**३४ एतेषां पंचतत्त्वानां मध्ये आकाशस्य राजसांशाद्वागिंद्रियं संभूतम् । वायो राजसांशात्पाणीन्द्रिय संभूतम् ॥ वन्हेः राजसांशात्पादेंद्रियं संभूतम् ॥ जलस्य राजसांशादुपस्थेंद्रियं संभूतम् ॥**

---

૩૨-૩ પદચ્છેદ—**अह करोति इति अहकर्ता**—અભિમાન કરનાર છે તે **अहंकार**—અહંકાર

૩૨-૪ પદછેદ—**चिन्तनम् करोति इति चिन्तनकर्तृ**—ચિંતન કરનાર **चित्तम्**—ચિત્ત

૩૩ પદછેદ—**मनस**—મનનો **देवता**—દેવ **चंद्रमाः**—ચંદ્રમા **बुद्धे**—બુદ્ધિના **ब्रह्मा**—બ્રહ્મા **अहकारस्य**—અહંકારના. **रूद्र**—રૂદ્ર, શીવ **चित्तस्य**—ચિત્તના **वासुदेव**—વાસુદેવ, વિષ્ણુ

૩૪ પદચ્છેદ—**एतेषां**—આ **पचतत्त्वानाम्**—પંચતત્ત્વોના **मध्ये**—મધ્યમાં **आकाशस्य**—આકાશના. **रजस अंश राजस**—રજોગુણમાંથી

**पृथिव्या राजसांशात्गुदेन्द्रियं संभूतम् ॥ एतेषां समष्टिराजसांशात्पंच प्राणाः संभूताः ॥**

**૩૪ એતેષા પચતત્ત્વાના મધ્યે આકાશસ્ય રાજસાંશાદ્વાગિદ્રિયં સભૂતમ્ । વાયો રાજસાંશાત્પાણીન્દ્રિય સભૂતમ્ ॥ વન્હેઃ રાજસાંશાત્પાદેદ્રિય સભૂતમ્ ॥ જલસ્ય રાજસાંશાદુપસ્થેદ્રિયં સભૂતમ્ । પૃથિવ્યા રાજસાંશાત્ ગુદેન્દ્રિયં સભૂતમ્ ॥ એતેષા સમષ્ટિરાજસાંશાત્પંચપ્રાણા સભૂતાઃ ॥**

**અર્થ**—આ પાચ તત્વોમાના આકાશતત્વના રાજસ અશમાથી વાણી નામની ઇદ્રિય ઉપજી છે વાયુ તત્વના રાજસ અશમાથી હાથ નામની ઇદ્રિય ઉપજી છે. અગ્નિતત્વના રાજસ અશમાથી પગ નામની ઇદ્રિય ઉપજી છે, જળ તત્વના રાજસ અશમાથી ઉપસ્થ ઇદ્રિય ઉપજી છે પૃથ્વીતત્વના રાજસ અશમાથી ગુદા નામની ઇદ્રિય ઉપજી છે. આ પાચે તત્વોના સમસ્ત રાજસ અશમાથી પાચ પ્રાણ બન્યા છે, ઉપજ્યા છે.

સ્ત્રી પુરૂષ તમામે આવા ગ્રન્થોને બરાબર વાચવા, સમજવા અને બને તો મુખે કરી લેવા

આ તમામ વાતોને ટુકામા સમજવા માટે આ નિચે કોષ્ટક આપ્યુ છે તે બરાબર સમજવુ

---

ઉત્પન થએલા **राजसश्चासौ अशश्च राजसाश तस्मात् राजसांशात्**-રાજસ ગુણમાંથી **वाक् इन्द्रिय वागिंद्रियं**-વાણીની ઇદ્રિય **सभूतम्**-ઉપજી, પેદા થઇ. **वायो राजसांशात्**-પવનના રજોગુણના અ શમાથી **पाणि+इंद्रिय=पाणीन्द्रियं**-હાથની ઇદ્રિય **सभूतम्**-ઉપજી **वन्हे**-અગ્નિના. **राजसांशात्**-રાજસ અશમાથી **पाद+इंद्रियं=पादेन्द्रिय**-પગની ઇદ્રિય. **सभूतम्**-ઉપજી. **जलस्य**-જળની. **राजसांशात्**-રાજસ અ શમાથી. **उपस्थ+इंद्रिय=उपस्थेन्द्रिय**-ઉપસ્થ ઇદ્રિય **संभूतम्**-ઉપજી **पृथिव्याः राजसांशात्**-પૃથ્વીના રાજસ અ શમાથી. **गुदा+इंद्रिय=गुदेन्द्रिय**-ગુદાની ઇદ્રિય **संभूतम्**-ઉપજી **एतेषाम्**-આ. **समष्टि**-સમસ્ત **राजसांशात्**-રાજસ અ શમાથી **पंचप्राणा**.-પાચ પ્રાણો. **संभूता**-ઉપજ્યા છે

# પચમહાભૂતમાંથી ઇંદ્રિયો વિગેરે કેવી રીતે થઇ તે સબંધી કોષ્ટક.

| પચ મહા ભૂતો | પાંચ મહાભૂતના જુદાજુદા સાત્વિકઅંશોમાથી જ્ઞાનેંદ્રિયો — ઇંદ્રિયો | તેના દેવ | પાચ મહાભૂતના સમસ્ત સાત્વિક અંશમાથી — ઇંદ્રિયો | તેના દેવ | પાચ મહાભુતના જુદાજુદા રાજસ અંશોમાથીકર્મેદ્રિયો — ઇંદ્રિયો | તેના દેવ | પાચ મહાભૂતના સમસ્ત રાજસ અંશોમાથી — પાચ પ્રાણ તેના સ્થાન સહિત | પાચ મહાભૂતના સમસ્ત તામસ અંશમાથી |
| --- | --- | --- | --- | --- | --- | --- | --- | --- |
| આકાશ | કાન | દિગ્પાળ | અંતઃકરણ | વિષ્ણુ | વાણી | અગ્નિ | પ્રાણ (હૃદયમા) | પાચ તત્વોના અમુક પ્રમાણમા મેળવણી થવાથી જે પચીકૃત મહાભૂત થાય છે તે સબધી કોષ્ટક આ પુસ્તકમા હવે પછી આવશે |
| વાયુ | ચામડી | વાયુ | મન | ચદ્રમા | હાથ | ઇંદ્ર | અપાન (ગુદામા) | |
| તેજ | આંખ | સૂર્ય | બુદ્ધિ | બ્રહ્મા | પગ | ઉપેંદ્ર | વ્યાન (આખા શરીરમા) | |
| જળ | જીભ | વરૂણ | ચિત્ત | વાસુદેવ નારાયણ | ઉપસ્થ શિશ્ન | પ્રજાપતિ | ઉદાન (ગળામા) | |
| પૃથ્વી | નાસિકા | અશ્વની કુમાર | અહંકાર | રૂદ્ર | ગુદા | યમ | સમાન (નાભિદુટીમા) | |

૧ જે સમસ્ત અંશમાથી પેદા થયા છે તેને પચ મહાભૂતની બરાબર સામા મુક્યા નથી, પણ તે જે પચ મહાભૂતની જરા નીચે મુક્યા છે તે પચ મહાભૂતનો તેમા વિશેષ અંશ છે એમ સમજવુ

३५ एतेषाम् पचतत्त्वानाम् तामसांशात्पंचीकृतपंचतत्त्वानि भवन्ति ॥

૩૫ એતેષામ્ પચતત્ત્વાનામ્ તામસાશાત્પંચીકૃતપંચતત્ત્વાનિ ભવન્તિ ॥

અર્થ—આ પાચ તત્ત્વોના તામસ અંશમાથી પાચની મેળવણીવાળા પાચ તત્ત્વો થાય છે.

३६ शका—पचीकरणं कथम् इति चेत् ?

૩૬ શકા—પચીકરણું કથમ્ ઇતિ ચેત્ ?

અર્થ—પાચનુ ભેળુ થવુ કેવી રીતે-કેવા કેવા પ્રમાણમાં થાય છે ? એમ જો પુછો તો તેનો જવાબ સાભળો

समाधान—एतेषा पंचमहाभूतानां तामसांशस्वरूपम् एकमेकं भूतम् द्विधा विभज्य, एकमेकमर्धं, प्रथक् तूर्णीं व्यवस्थाप्य, अपरमपरमर्धं चतुर्धा विभज्य, स्वार्धमन्येषु अर्धेषु स्वभागचतुष्टयसंयोजनं कार्यं, तदा पचीकरणं भवति। एतेभ्यः पंचीकृतपंचमहाभूतेभ्यः स्थूलशरीरं भवति । एवं पिण्डब्रह्माण्डयोरैक्यं संभूतम् ॥

સમાધાન—એતેષા પચમહાભૂતાના તામસાંશસ્વરૂપમ્ એકમેકં ભૂતમ્ દ્વિધા વિભજ્ય, એકમેકમર્ધં પૃથક્ તૂષ્ણીં વ્યવસ્થાપ્ય, અપરમપરમર્ધં ચતુર્ધા વિભજ્ય, સ્વાર્ધમન્યેષુ અર્ધેષુ સ્વભાગચતુષ્ટયસયોજન કાર્યં, તદા પચીકરણ ભવતિ । એતેભ્યઃ પચીકૃતપચમહાભૂતેભ્યઃ સ્થૂલશરીર ભવતિ । એવ પિણ્ડબ્રહ્માણ્ડયોરૈક્ય સભૂતમ્ ॥

---

૩૫ પદચ્છેદ—**एतेषाम्**-આ **पचतत्त्वानाम्**-પાંચ તત્ત્વોના. **तामसांशात्**-તામસ અશમાથી **पचीकृत**-પાચની મેળવણીવાળા **पचतत्त्वानि**-પાચ તત્ત્વો **भवन्ति**-થાય છે (**तमस अयम् तामस** )

૩૬ પદચ્છેદ—**पंचीकरण**-પાચનુ ભેળુ થવુ તે. **कथम्**-કેમ. **इति**-આ **चेत्**-જો

પદચ્છેદ—**एतेषां**-આ **पचमहाभूताना**-પાચે મહાભુતોના **तामस**-

**અર્થ**—( પ્રથમ તો પચીકૃતનો અર્થ સાંભળો-તેનો અર્થ એવો થાય છે કે એક મહાભૂત બાકીના ચાર મહાભૂત સાથે અમુક પ્રમાણમા મળે છે તથા તે એક મહાભૂતનેપચીકૃત મહાભૂત કહેવામા આવે છે. હવે તે કેવા પ્રમાણમા મળે છે તેનો આ પેરિગ્રાફમા ખુલાસો થાય છે. આ પાચ મહા ભૂતોના તામસ અશ સ્વરૂપ એક એક ભૂતના બે ભાગ કરીને તેમાંથી એક એક અર્ધને ચુપકીથી અલગ રાખીને, બીજા અરધા અરધા દરેક ભાગના ચાર ચાર ભાગ કરીને પ્રથમ અલગ રાખેલા ( એક તત્ત્વના ) અરધા ભાગને બાકીના ચાર તત્ત્વના ચોથા ચોથા ભાગ સાથે જોડવાનુ કરે-મેળવે ત્યારે પચીકરણ થાય છે ( આ વિષયને વધારે અજવાળા વાળો કરવા માટે નીચે કોષ્ટક આપ્યુ છે તે વાચવુ )

આ કોઠો સમજવા પહેલા પાચ મહાભૂત કયા છે તે સાભળો-પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાચ મહાભૂત છે, આ કોઠામા પ્રત્યેક મહાભૂતના ૩૨ અશો છે એમ ધારવુ પછી દરેક ભૂતના અરધા એટલે ૧૬ અશો સાથે બાકીના ચાર ભૂતના અરધાના એટલે ૧૬ ના ચોથા ભાગો એટલે ચાર ચાર કેવી રીતે મળ્યા તે બતાવવાનુ છે

---

**श्रासौ अशश्च तामसांश तस्य स्वरूपम् तामसाशस्वरूपं**-તમોગુણના અ શસ્વરૂપ **एकम् एकम्**-એક એક **भूतम्**-તત્ત્વને **द्विधा**-બેધા. **विभज्य**-ભાગીને ભાગ કરીને **एकम् एकम्**-એક એક **अर्धं**-( બેબે ભાગતા અરધા અરધા ભાગ થયા છે તે બે અરધા અરધા ભાગમાથી એક એક ) અરધા ભાગને. **पृथक्**-અલગ, ભિન્ન, છેટે. **तूष्णीं**-ચુપકીથી, શાતીથી **व्यवस्थाप्य**-વ્યવસ્થા કરીને, રાખીને **अपरम् अपरम्**-બીજા બીજા ( એક અરધાને અલગ રાખ્યા પછી બીજા અરધાભાગોને ) **अर्धं**-અર્ધને-એટલે અર્ધા ભાગોને **चतुर्धा विभज्य**-ચારે ભાગતા **स्वस्य अर्धं स्वार्धं**-પોતાના અરધા ભાગને **अन्येषु अर्धेषु**-બીજાના અર્ધ ભાગમાંના. **स्वभागचतुष्टय**-( તેમના ) ચોથા ભાગને. **संयोजन कार्य**-મેળવે. **तदा**-ત્યારે **पचीकरण**-પાચ તત્ત્વોની ઐકયતા **भवति**-થાય છે. **एतेभ्य.**-આ **पचीकृतपचमहाभूतेभ्य** -પચીકૃત એટલે પાચની મેળવણીથી બનેલા પંચ મહાભૂતોથી **स्थूलशरीरं**-સ્થૂલ શરીર. **भवति**-થાય છે. **एव**-આ પ્રમાણે **पिंडब्रह्मांडयो ऐक्यं**-પિ ડ બ્રહ્માડની એકતા-એકપણુ **संभूतम्**-થયુ છે, ઉપજ્યુ છે

| પૃથ્વી ૩૨ | જળ ૩૨ | તેજ ૩૨ | વાયુ ૩૨ | આકાશ ૩૨ |
|---|---|---|---|---|
| હાડકા ૧૬ | લોહી ૪ | આળસ ૪ | સ કોચાવુ તે ૪ | કેડમાં આકાશ ૪ |
| માસ ૪ | શુક્ર ૧૬ | કાન્તિ ૪ | ચાલવુ તે ૪ | પેટમા આકાશ ૪ |
| નાડી ૪ | મુત્ર ૪ | ભુખ ૧૬ | વળવુ તે ૪ | હૃદયમા આકાશ ૪ |
| ત્વચા ૪ | સ્વેદ ૪ | તરસ ૪ | દોડવુ તે ૧૬ | કંઠમા આકાશ ૪ |
| રોમ ૪ | લાળ ૪ | નિદ્રા ૪ | પ્રસારણ ૪ | માથામાં આકાશ ૧૬ |

ઉપલા કોઠા ઉપરથી સમજાયુ હશે કે પૃથ્વીના પ ચીકૃત તત્ત્વ માટે

પૃથ્વીના હાડકા રૂપે ૧૬ અશ
જળના લોહી રૂપે ૪ અશ
તેજના આળસ રૂપે ૪ અશ.
વાયુના સકોચાવા રૂપે ૪ અશ
આકાશના—કેડમા આકાશ રૂપે ૪ અશ

} કુલ ૩૨ અશો મળ્યા છે.

આ પ્રમાણે તમામ મહાભુતોનુ પ ચીકૃત થઈ શકે છે.

આ પ ચીકૃત પાચ મહા ભૂતોથી—તત્ત્વોથી, સ્થૂળ શરીર થાય છે. આ પ્રમાણે પિંડ તથા બ્રહ્માડનુ ઐક્ય—એકતાપણું થયુ છે.

હવે જીવ અને ઇશ્વરની ઐક્યતા સબધી ખુલાસો થાય છે.

**૩૭ स्थूलशरीराभिमानी जीवनामकं ब्रह्मप्रतिबिंब भवति। सः एव जीवः प्रकृत्या स्वस्मात् ईश्वरं भिन्नत्वेन जानाति। अविद्योपाधिः सन् आत्मा जीवः इत्युच्यते॥**

**૩૭ સ્થૂલશરીરાભિમાની જીવનામક બ્રહ્મ પ્રતિબિંબ ભવતિ। સ એવ જીવ. પ્રકૃત્યા સ્વસ્માત્ ઈશ્વર ભિન્નત્વેન જાનાતિ। અવિદ્યોપાધિ સન્ આત્મા જીવ ઈત્યુચ્યતે॥**

અર્થ—સ્થૂળ શરીરમા હુંપણાનુ અભિમાન ધરાવનાર જેને

---

૩૭ પદચ્છેદ—**स्थूलशरीरस्य अभिमानं अस्ति यस्य**-સ્થૂલ શરીરનુ જેને અભિમાન છે તે. **जीवः नाम यस्य तत् जीवनामक**-જેનું

જીવ-નામથી ઓળખીએ છીએ તે બ્રહ્મનુ પ્રતિબિંબ છે

**અર્થ**—તેજ જીવ અજ્ઞાનથી ઇશ્વરને પોતાથી જુદો સમજે છે. અવિદ્યા અજ્ઞાન એજ જેની ઉપાધી છે એવા આત્મા અગર અવિદ્યા રૂપી ઉપાધીવાળો થતો આત્મા જીવ કહેવાય છે તેને બરાબર સમજવા માટે નીચેનુ કોષ્ટક વાચવુ.

**જીવ તથા ઇશ્વરમાં સમાએલો ભેદ**

| દેહ સબધી ઉપાધી | | અવસ્થા સબધી ઉપાધી | | અભિમાન સબધી ઉપાધી | |
|---|---|---|---|---|---|
| ઇશ્વરની | જીવની | ઇશ્વરની | જીવની | ઇશ્વરની | જીવની |
| વિરાટ્ | સ્થૂળ | ઉત્પત્તિ | જાગ્રત | બ્રહ્મા | વિશ્વ |
| હિરણ્યગર્ભ | સૂક્ષ્મ | સ્થિતિ | સ્વપ્ન | વિષ્ણુ | તેજસ |
| અવ્યાકૃત | કારણ | પ્રલય | સુષુપ્તિ | રૂદ્ર | પ્રાજ્ઞ |

**३८ मायोपाधिः सन् ईश्वरः इत्युच्यते । एव मुपाधिभेदात् जीवेश्वरभेददृष्टिर्यावत्पर्यन्तम् तिष्ठति तावत्पर्यंतम् जन्ममरणादि-रूपसंसारो न निवर्तते, तस्मात्कारणान्न जीवेश्वरयोर्भेदबुद्धिः स्वीकार्या ॥**

૩૮ માયોપાધિઃ સન્ ઇશ્વર ઇત્યુચ્યતે । એવ મુપાધિ ભેદાત્ જીવેશ્વરભેદદૃષ્ટિર્યાવત્પર્યન્તમ્ તિષ્ઠતિ તાવત્પર્યન્તમ્ જન્મ-

---

નામ જીવ છે તે ( **नामन्**—નપુસક લીગ ) **ब्रह्मणः+प्रतिबिंब=ब्रह्मप्रतिबिंब**—બ્રહ્મનુ પ્રતિબિંબ છે

**सः**—તે. **एव**—જ **जीव**—જીવ **प्रकृत्या**—અજ્ઞાનથી, અવિદ્યાથી. **स्वस्मात्**—પોતાથી [ જુદો ] **ईश्वरं**—ઇશ્વરને **भिन्नत्वेन**—ભિન્નતાવડે **जानाति**—જાણે છે **अविद्या एव उपाधि यस्य स**—અજ્ઞાન એજ જેની ઉપાધી છે એવો **सन्**—છતા **आत्मा**—આત્મા **जीव**—જીવ. **इति**—એમ. **उच्यते**—કહેવાય છે

**૩૮ પદછેદ—माया एव उपाधि यस्य स मायोपाधि**—માયા રૂપી ઉપાધીવાળો. **सन्**—છતા **ईश्वर**—ઇશ્વર. **इति उच्यते**—એમ કહેવાય

મરણાદિરૂપસંસારો ન નિવર્તતે, તસ્માત્કારણાન્ન જીવેશ્વરયો-ર્ભેદબુદ્ધિ સ્વીકાર્યો ॥

**અર્થ**—તેજ આત્મા માયા રૂપ ઉપાધીવાળો થવાથી ઇશ્વરના નામથી બોલાય છે આ પ્રમાણે ઉપાધીના ભેદથી જીવ અને ઇશ્વર વચ્ચેની ભેદ બુદ્ધિ જ્યા સુધી રહે છે ત્યા સુધી આ જન્મ મરણાદિ રૂપ સંસાર મટતો નથી તે કારણથી (અમારા મત પ્રમાણે તો) જીવ તથા ઇશ્વર વચ્ચેની ભેદ બુદ્ધિ અંગીકાર કરવા લાયક નથી

**३९ शंका—ननु साहंकारस्य किंचिज्ज्ञस्य जीवस्य, निरहंकारस्य सर्वज्ञस्येश्वरस्य, तत्त्वमसि इति महावाक्यात्कथमभेदबुद्धि स्यादुभयो विरुद्धधर्माक्रांतत्वात् इति चेन्न ।**

૩૯ **શંકા**—નનુ સાહંકારસ્ય કિંચિજ્જ્ઞસ્ય જીવસ્ય નિરહંકારસ્ય સર્વજ્ઞસ્યેશ્વરસ્ય, તત્ત્વમસિ ઇતિ મહાવાક્યાત્કથમભેદબુદ્ધિ સ્યાદુભયો વિરૂદ્ધધર્માક્રાંતત્વાત્ ઇતિ ચેન્ન ।

---

છે **एवम्**—આ પ્રમાણે **उपाधिभेदात्**—ઉપાધીના ભેદથી **जीवश्च ईश्वरश्च जीवेश्वरौ तयो भेददृष्टि जीवेश्वरभेददृष्टि**—જીવ તથા ઇશ્વર વચ્ચે ભેદ દૃષ્ટિ અથવા ભેદ બુદ્ધિ **यावत् पर्यंत**—જ્યા સુધી **तिष्ठति**—રહે છે **तावत् पर्यंत**—ત્યા સુધી **जन्ममरणादि रूप**—જન્મ મરણ વિગેરે વાળો **संसारः**—સંસાર જગત્ **न निवर्तते**—મટતો નથી **तस्मात् कारणात्**—તે કારણથી **न स्वीकार्या** (**स्वीकर्तुं योग्या इति स्वीकार्या**)—અંગિકાર કરવા લાયક નથી **जीवश्च ईश्वरश्च जीवेश्वरौ तयो जीवेश्वरयो**—જીવ તથા ઇશ્વરની વચ્ચે **भेदबुद्धि**—ભેદ બુદ્ધિ

૩૯ **પદચ્છેદ**—**ननु इतिशंकायाम्**—નનુ એ શંકાસુચક શબ્દ છે **अहंकारेण सह साहंकारः तस्य साहंकारस्य**—અહંકારવાળાની (અભેદ બુદ્ધિ) **किंचित् जानाति इति किंचिज्ज्ञः तस्य किंचिज्ज्ञस्य**—થોડું જાણવાવાળાની (અભેદ બુદ્ધિ) (તે બેઉ વિશેષણ જીવના છે) **जीवस्य**—જીવની (અભેદ બુદ્ધિ) **नास्ति अहंकार यस्यस निरहंकार तस्य निरहंकारस्य**—અહંકારરહિત એવા ઇશ્વરની (ભેદ બુદ્ધિ).

**અર્થ**—જીવની ઉપાધી અજ્ઞાન અને ઇશ્વરની ઉપાધી માયા જીવ અજ્ઞાનથી મુક્ત થાય અને ઇશ્વર માયાથી મુક્ત થાય એટલે તે બેઉ એક સ્વરૂપ છે. તેમા ભેદ બુદ્ધિ રાખવી નહી એવુ આગલા વાક્યમા કહ્યુ છે તેમા શંકા થાય એવી વાત એ છે કે-જીવ અહંકારવાળો છે તથા થોડું જાણનાર છે, અને ઇશ્વર અહંકાર રહિત છે તથા સર્વજ્ઞ-સર્વને જાણનાર છે આ પ્રમાણે જીવ તથા ઇશ્વર બેઉના ધર્મ જુદા જુદા હોવા છતા **તત્ત્વમસિ** જેવા વેદના મહા વાક્યોથી અભેદ બુદ્ધિ કેવી રીતે હોઈ શકે ? એ પ્રમાણે સવાલ થતો હોય તો તેનો ખુલાસો સાભળો.

**समाधान—स्थूलसूक्ष्मशरीराभिमानी त्वंपदवाच्यार्थः । उपाधिविनिर्मुक्त समाधिदशासंपन्न शुद्धचैतन्यं त्वंपदलक्ष्यार्थः ॥**

**સમાધાન**—સ્થૂલસૂક્ષ્મશરીરાભિમાની ત્વંપદવાચ્યાર્થઃ । ઉપાધિવિનિર્મુક્ત સમાધિદશાસંપન્ન શુદ્ધચૈતન્યં ત્વંપદ-લક્ષ્યાર્થઃ ॥

**વિવેચન**—દરેક શબ્દ અગર પદને બે અર્થ હોય છે. એક વાચ્ય અર્થ અને એક લક્ષ અર્થ—વાચ્ય અર્થ એટલે શબ્દે શબ્દનો તરજુમો—સામાન્ય ભાષાતર, અને લક્ષ્ય અર્થ એટલે શબ્દ, વાક્ય અગર

---

**सर्वं जानाति इति सर्वज्ञः तस्य सर्वज्ञस्य ईश्वरस्य**-સર્વને જાણ-નાર, ઇશ્વરની ( ભેદ બુદ્ધિ ) **तत्**-તે બ્રહ્મ **त्वं**-તું **असि**-છે જે બ્રહ્મ છે તે તું છે **इति**-આ પ્રમાણે **महावाक्यात्**-મોટા વાક્યથી **कथम्**-કેવી રીતે. **अभेदबुद्धि**-અભેદ બુદ્ધિ **स्यात्**-હોય, અને, થાય **उभयो**-જીવ તથા ઇશ્વર બેઉના **विरुद्धाश्चते धर्माश्च विरुद्धधर्मा.-तैः आक्रान्तौ** ( દબાએલા ) **विरुद्धधर्माक्रान्तौ-तयो भाव-विरुद्धधर्माक्रान्तत्व-तस्मात् विरुद्धधर्माक्रान्तत्वात्**-વિરોધવાળા ધર્મથી મુક્ત-પણુ એટલે જીવ તથા ઇશ્વર બેઉના જુદા જુદા ધર્મ હોવાથી **इति**-એ પ્રમાણે છે. **चेत्+न+चेन्न**-કદાચ એમા શંકા આવતી હોય તો સાભળો.

પદચ્છેદ—**स्थूलसूक्ष्मशरीरयो**-સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરનો. **अभिमानी**-અભિમાન કરનાર **त्वंपदस्य वाच्यार्थ. त्वंपदवाच्यार्थ**-ત્વંપદનો વાચ્ય અર્થ છે. અને **उपाधिविनिर्मुक्त**-ઉપાધિથી રહિત થયેલો

પદમા કહેવાનો ભાવ—મુદ્દો સૂચવે તેવો અર્થ, તેને બીજારૂપમા કહીએ તો વાચ્ય અર્થ એટલે ઉઘાડો—ખુલ્લો અર્થ અને લક્ષ્ય અર્થ એટલે ગૂઢ અર્થ—

**અર્થ**—જીવને અગર **ત્વં** પદને સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરનો અભિમાની કહેવાય છે. તે તેનો વાચ્યાર્થ છે અને જીવ અગર **ત્વં** પદને ઉપાધીથી મુક્ત, સમાધીદશાને પહોચેલો તથા શુદ્ધ ચૈતન્યરૂપ કહેવામા આવે છે તે જીવનો અગર ત્વં પદનો લક્ષ્યાર્થ સમજવો તાત્પર્ય પશુ પક્ષીના દેહમા રહેલા જીવ પણ સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરનો અભિમાની છે. માણુસના શરીરમા રહેલા જીવે તો લક્ષ્યાર્થના ગુણવાળા થવુ જોઇએ.

**૪૦ एवं सर्वज्ञत्वादिविशिष्टः ईश्वरः तत्पदवाच्यार्थः । उपाधिशून्य शुद्धचैतन्यं तत्पदलक्ष्यार्थः । एवं च जीवेश्वरयोः चैतन्यरूपेणाभेदे बाधकाभावः ॥**

**૪૦ એવં સર્વજ્ઞત્વાદિવિશિષ્ટઃ ઈશ્વર તત્પદવાચ્યાર્થ । ઉપાધિશૂન્ય શુદ્ધચૈતન્ય *તત્પદલક્ષ્યાર્થ । એવ ચ જીવેશ્વરયોઃ ચૈતન્યરૂપેણાભેદે બાધકાભાવ ॥**

**અર્થ**—આત્મા અગર બ્રહ્મ અગર ચૈતન્યરૂપ અગર તત્પદને સર્વજ્ઞપણુ વીગેરેથી મુક્ત થતા તે તત્પદના સ્વરૂપનો વાચ્યાર્થ ઇશ્વર થાય છે એટલે તેને વધારે ખુલ્લા શબ્દમા મૂકીએ તો-એવા ઉપાધીવાળાં ત-

---

તથા **समाधिदशासपन्न**-સમાધિની દશાને પ્રાપ્ત કરેલો. **शुद्धचैतन्यं**-શુદ્ધ ચૈતન્ય એ **त्वपदस्यलक्ष्यार्थ**-ત્વ પદનો લક્ષ્યાર્થ સમજવો

૪૦ પદચ્છેદ—**एवं**-આ પ્રમાણે **सर्वज्ञत्वादिविशिष्टः**-સર્વજ્ઞપણા વિગેરેથી સપન્ન-યુક્ત **ईश्वर**-ઇશ્વર **तत्पदस्य वाच्यार्थः**-તત્પદનો વાચ્યાર્થ છે. **उपाधिशून्यं**-ઉપાધિથી રહિત. **शुद्धचैतन्यं**-શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ **तत्पदस्य लक्ष्यार्थ**-તત્ પદનો લક્ષ્યાર્થ છે. **एव**-આ પ્રમાણે. **च**-અને. **जीवेश्वरयो**-જીવ તથા ઇશ્વરના **चैतन्यरूपेण**-ચૈતન્યરૂપથી **अभेदे**-અભેદમા એટલે અભેદ બુદ્ધિમા **बाधकस्य अभाव बाधकाभावः**-બાધકનો અભાવ છે એટલે બાધક [ આડ કરનાર ] છેજ નહીં

ત્પદનુ નામ ઈશ્વર છે અને ઉપાધીથી રહિત તત્પદને શુદ્ધ ચૈતન્ય કહેવાય છે આ પ્રમાણે જીવ તથા બ્રહ્મ અગર ત્વ પદ તથા તત્પદનુ મૂળ સ્વરૂપ ચૈતન્યરૂપ છે, માટે ચૈતન્યસ્વરૂપે કરીને જીવ તથા ઈશ્વર એ બેઉના અભેદમા ભેદનો અભાવ છે. એટલે બેઉમા ભેદ બુદ્ધિ છેજ નહી– બેઉની ઐક્યતા છે.

**૪૧ एवं च वेदांतवाक्यैः सद्गुरूपदेशेन, च सर्वेष्वपि भूतेषु येषां ब्रह्मबुद्धिरुत्पन्ना, ते जीवन्मुक्ता इत्यर्थः ।**

**૪૧ એવ ચ વેદાતવાક્યૈઃ સદ્ગુરૂપદેશેન, ચ સર્વેષ્વપિ ભૂતેષુ યેષા બ્રહ્મબુદ્ધિરૂત્પન્ના, તે જીવન્મુક્તા ઇત્યર્થઃ ।**

**અર્થ**—આ પ્રમાણે વેદાતના વાક્યોથી અને સદ્ગુરુના ઉપદેશથી પ્રાણી માત્રમા જેઓને બ્રહ્મબુદ્ધિ (અભેદ ભાવ) ઉત્પન્ન થઈ છે. તેઓ જીવ મુક્ત પુ ષો કહેવાય છે (હવે જીવ મુક્ત પુરૂષ સબધી વિશેષ ખુલાસો થાય છે)

**૪૨ सवाल–ननु जीवन्मुक्तः कः ?**

**૪૨ સવાલ—નનુ જીવન્મુક્ત ક ?**

**સવાલનો અર્થ**—(**નનુ** એટલે શકા) જીવનમુક્ત પુરૂષ કેવા હોય છે ?

**जवाब–यथा देहोऽहं, पुरूषोऽहं, ब्राह्मणोऽह, शूद्रोऽहमस्मीति दृढनिश्चयस्तथा, नाह ब्राह्मणः, न शूद्रः, न पुरुषः,**

---

૪૧ **પદચ્છેદ—एव**-આ પ્રમાણે **च**-અને **वेदातवाक्यै**-વેદાતના વાક્યોથી **सद्गुरो+उपदेशेन=सद्गुरूपदेशेन**-સદ્ગુરૂના ઉપદેશથી **च**-અને **सर्वेषु अपि**-સર્વમા પણ **भूतेषु**-પ્રાણીઓમા **येषा**-જેઓની **ब्रह्मबुद्धि उत्पन्ना**-બ્રહ્મ બુદ્ધિ ઉત્પન્ન થઈ છે **ते**-તેઓ **जीवन्मुक्ता**-જીવન્મુક્ત પુરૂષો **इति**-એમ **अर्थ**-અર્થ થાય છે, સમજાય છે.

૪૨ **પદચ્છેદ—यथा**-જેવી રીતે. **देह अहम्**-દેહ તે હુ **पुरुष अहम्**-પુરૂષ તે હું. **ब्राह्मण अहम्**-બ્રાહ્મણ તે હુ **शूद्र अहम्**-શૂદ્ર તે

किन्तु असंगः, सच्चिदानंदस्वरूपः प्रकाशरूपः, सर्वान्तर्यामी, चिदाकाशरूपोऽस्मीति दृढनिश्चयरूपोऽपरोक्षज्ञानवान् जीवन्मुक्तः ॥

જવાબ—યથા દેહોઽહ, પુરૂષોઽહં, બ્રાહ્મણો ઽહં, શૂદ્રોઽહમસ્મીતિ દૃઢનિશ્ચયસ્તથા, નાહ બ્રાહ્મણઃ, ન શૂદ્રઃ, ન પુરૂષ, કિન્તુ અસગ, સચ્ચિદાનદસ્વરૂપ પ્રકાશરૂપ, સર્વાન્તર્યામી, ચિદાકાશરૂપોઽસ્મીતિ દૃઢનિશ્ચયરૂપોઽપરોક્ષજ્ઞાનવાન્ જીવન્મુક્ત ॥

જવાબનો અર્થ—જેવી રીતે આ દેહમા રહેલુ ચૈતન્ય ( જીવ ) દેહ હુ છઉં, પુ.ષ હુ છઉ, બ્રાહ્મણ હુ છઉં, અગર શુદ્ર હુ છઉ, એવો દૃઢ નિશ્ચય કરીને બેઠુ છે તેવી રીતે વેદાતના મહા વાક્યોથી અગર સદ્‌ગુરૂના ઉપદેશથી તેને ખાત્રી થાય દૃઢ-નિશ્ચય થાય કે હું ( અ દરથી બેઠુ છઉ તે ) બ્રાહ્મણ નથી, શુદ્ર નથી, પુરૂષ નથી, પણ સગરહિત, સચ્ચિદાન દ સ્વરૂપવાળો, પ્રકાશરૂપ, સર્વના અ તરમા વસનાર, ચિદાકાશરૂપવાળો છઉ, એવા અપરોક્ષ જ્ઞાની પુ ષને જીવનમુક્ત કહેવાય છે

४३ ब्रह्मैवाहमस्मीति अपरोक्षज्ञानेन निखिलकर्मबंधन विनिर्मुक्तः स्यात् ।

---

હુ અગર હુ જે શૂદ્ર ( છઉ તે ) **अस्मि**-છઉ **इति**-એ પ્રમાણે **दृढनिश्चय**-દૃઢ નિશ્ચય (થઇ ગયો છે ) **तथा**-તે પ્રમાણે **न अहं ब्राह्मण.**-હુ બ્રાહ્મણ નથી **न शूद्र**-હુ શૂદ્ર નથી **न पुरुष.**-હુ પુરૂષ નથી **किन्तु**-પણ **असग**-હુ અસગ છઉ **सच्चिदानन्दस्वरूप**-હુ સચ્ચિદાનદસ્વરૂપ છઉ **प्रकाशरुप**-હુ પ્રકાશરૂપ છઉં **सर्वान्तर्यामी**-સર્વનો અતરયામી છઉ **चिदाकाशरूप**-હુ ચિદાકાશરૂપ **अस्मि**-છઉ. **इति**-એ પ્રમાણે દૃઢ નિશ્ચય **परोक्ष**-એટલે આખે ન જોયેલુ-નહી અનુભવેલુ. **अपरोक्ष**-આખે જોયેલુ અગર અનુભવેલુ [ આ ઠેકાણે બ્રહ્મની નજદીકમા આવેલો વર્તમાનમા મુકનાર ] **ज्ञानवान्**-જ્ઞાની **जीवन्मुक्त**-જીવન્મુક્ત

૪૩ પદચ્છેદ—**ब्रह्म एव अहम् अस्मि**-બ્રહ્મ એજ હું છઉં **इति**-એમ અથવા એવા **अपरोक्षज्ञानेन**-અનુભવેલા જ્ઞાનથી, વર્તનમા મૂકેલા

૪૩ બ્રહ્મૈવાહમસ્મીતિ, અપરોક્ષજ્ઞાનેન નિખિલકર્મબંધન વિનિર્મુક્તઃ સ્યાત્ ।

**અર્થ**—હું બ્રહ્મ "છઉ" એવા વર્તનમા મૂકેલા જ્ઞાનથી ( જ્ઞાની પુરૂષ ) સર્વ કર્મના બધનથી મુક્ત થાય છે

**परोक्षज्ञान** તથા **अपरोक्षज्ञान** એ બે શબ્દોનો બરાબર ખુલાસો સાંભળો.

**परोक्ष ज्ञान**—પાકશાસ્ત્રના પુસ્તકો વાચીને દુધપાક અગર ભજીયા બનાવતા આવડે છે. એવુ જે કહે છે તે **अपरोक्ष ज्ञान**, અને દુધપાક અગર ભજીયા અગર રોટલી બનાવનારની પાસે બેસીને શીખે છે, તેને જે આવડે છે તેનું નામ **अपरोक्ष ज्ञान** કહેવાય છે આ વિષયને વધારે સ્પષ્ટ કરવા માટે શ્રી શકરસ્વામીએ **श्रीअपरोक्षानुभुति** નામનો ગ્રથ લખ્યો છે. તેને વધારે સ્પષ્ટરૂપમા કહીએ તો સદ્‌ગુરૂ શોધ્યાવિના એકલા શાસ્ત્રો વાચવાથી જે જ્ઞાન થાય છે તે **परोक्ष ज्ञान** અને શાસ્ત્રના વચનો સદ્‌ગુરૂના ઉપદેશ તથા ક્રિયાદ્વારા મળે તે **अपरोक्षज्ञानः**

**४४ शंका–कर्माणि कतिविधानि सन्तीति चेत् ?**

**૪૪ શકા—કર્માણિ કતિવિધાનિ સન્તીતિ ચેત્ ?**

**અર્થ**—કર્મો કેટલા પ્રકારના છે એમ પુછતા હો તો સાભળો

**समाधान–आगामिसचितप्रारब्धभेदेन त्रिविधानि संति ॥**

---

જ્ઞાનથી. **निखिल**-સર્વ **कर्मबधनात्**-કર્મના બધનથી **विनिर्मुक्त** -મુક્ત. **स्यात्**-થાય છે

૪૪ **પદચ્છેદ—कर्माणि**-કર્મો **कति विधा येषाम् तानि कति विधानि** (**कति**-વિશેષણ, બહુવચનમા રહે છે તેના અર્થ કેટલા ) **विधा**-[ અવ્યય ] પ્રકાર તેના બેઉના પુલીંગમાં **कति विधा** -સ્ત્રી લીંગમા **रमा**-જેવા રૂપ અને નપુસકલિંગમા કતિવિધાની-તેનો **અર્થ**-કેટલા પ્રકારના. **सन्ति**-છે. **इति चेत्**-એમ પુછતા હો, તો સાભળો.

**પદચ્છેદ—आगामिन्**-મૂળ શબ્દ ઉપરથી **आगामि आगच्छति इति आगामि. संचीयते स्म इति सचित प्रारभ्यते स्म इति प्रारब्ध**-

**ज्ञानोत्पत्त्यनंतरं ज्ञानिदेहकृतं पुण्यपापरूपं कर्म यदस्तितदागामीत्यभिधीयते ।**

**સમાધાન—**આગામિસંચિતપ્રારબ્ધભેદેન ત્રિવિધાનિ સંતિ ।। જ્ઞાનોત્પત્ત્યનંતરં જ્ઞાનિદેહકૃતં પુણ્યપાપરૂપં કર્મ યદસ્તિતદાગામીત્યભિધીયતે ।

**અર્થ—**આગામિ, સંચિત અને પ્રારબ્ધ એવા ત્રણ પ્રકારના કર્મ છે. જ્ઞાનની ઉત્પત્તિ થયા પછી-એટલે જ્ઞાની પુરૂષના દેહથી કરાએલુ પુણ્ય અગર પાપરૂપ જે કર્મ છે તે આગામિ કર્મ કહેવાય છે આગામિનુ બીજુ નામ ક્રિયમાણ કર્મ છે

**४५ सवाल–संचितं कर्म किम् ?**

**૪૫ સવાલ—સંચિત કર્મકિમ્ ?**

**સવાલનો અર્થ—**સંચિત કર્મ કોને કહેવાય ?

**जवाब–अनंतकोटिजन्मनां बीजभूतं सत् यत्कर्मजातं पूर्वार्जितं तिष्ठति तत् संचितं ज्ञेय ।।**

---

પૂર્વ જન્મમા આરંભેલુ તે **आगामि च संचितञ्च प्रारब्धञ्च–आगामिसंचितप्रारब्धानि इति भेद'–आगामिसंचितप्रारब्धभेद तेन आगामिसंचितप्रारब्धभेदेन**–આગામિ, સંચિત તથા પ્રારબ્ધ એવા ભેદથી **त्रय विधा येषाम् तानि–त्रिविधानि**–ત્રણ પ્રકારના. **सन्ति–**છે. **ज्ञानस्य+उत्पत्ति=ज्ञानोत्पत्ति –तस्या अनंतरं–ज्ञानोत्प–त्त्यनंतरं**–જ્ઞાનની ઉત્પત્તિ થયા પછી એટલે ટુંકામા જ્ઞાન થયા પછી. **ज्ञानिन +देह=ज्ञानिदेह तेन कृत–ज्ञानिदेहकृत**–જ્ઞાનીના દેહથી કરાએલુ **पुण्यपापरूपं कर्म**–પુણ્ય તથા પાપરૂપ કર્મ. **यत् अस्ति**–જે છે. **तत्**–તે. **आगामि इति अभिधीयते**–આગામિ કર્મ કહેવાય છે.

૪૫ પદચ્છેદ—**अनंतकोटिजन्मनां**–અનંતકોટિ જન્મોના **बीजभूत**–બીજ રૂપે થએલા **सत्**–છતા **यत् कर्मजातं**–જે કર્મ બનેલુ છે **पूर्वार्जितं**–પુર્વે કરેલુ તિષ્ઠતિ છે **तत्**–તે. **संचित**–સંચિત કર્મ. **ज्ञेय**–કહેવાય છે

જવાબ—અનંતકોટિજન્મના બીજભૂતં સત્ યત્કર્મજાતં પૂર્વાર્જિત તિષ્ઠતિ તત્ સંચિત્ જ્ઞેય ॥

**જવાબનો અર્થ**—પૂર્વના અનંત કોટિ અવતારોમાં એકઠા થએલા બીજ રૂપ છે ( એટલે તે અપક્વ સ્થિતિના કર્મો અજ્ઞાન યુક્ત સુક્ષ્મ શરીરમાં રહે છે ) તે સંચિત કર્મ કહેવાય છે તેને બીજા રૂપમાં કહીએ તો જ્ઞાન થયા પહેલાં આ દેહે કરીને અગર પૂર્વના દેહે કરીને જે કર્મો કર્યાં હોય, અને તેના ફળ હજી અપક્વ હોય, એટલે હજી તેને ભોગવવાની વખત ન આવી હોય તે કર્મની સીલક અગર મુડીને સંચિત [એકઠા કરેલા) કર્મ કહેવાય છે

४६ शंका–प्रारब्धकर्म किमिति चेत् ?

૪૬ શંકા—પ્રારબ્ધકર્મ કિમિતિ ચેત્ ?

**समाधान**–इदं शरीरमुत्पाद्य इह लोके एव सुखदुःखादिप्रदं यत्कर्म तत्प्रारब्धं, प्रारब्ध भोगेन नष्टं भवति । प्रारब्धकर्मणा भोगादेव क्षय इति ॥

**સમાધાન**—ઈદં શરીરમુત્પાદ્ય ઈહ લોકે એવં સુખદુ આદિપ્રદં, યત્કર્મ તત્પ્રારબ્ધ, પ્રારબ્ધ ભોગેન નષ્ટ ભવતિ । પ્રારબ્ધકર્મણા ભોગાદેવ ક્ષય ઇતિ ॥

**અર્થ**--પ્રારબ્ધ એટલે સંચિત અથવા એકઠા કરેલા કર્મોમાથી પાકેલા કર્મો. જેનો ભોગ શરૂ થઇ ગયો હોય તે તે પારબ્ધ કર્મ કહેવાય છે આવો

---

૪૬ પદચ્છેદ—**प्रारब्धकर्म**-પ્રારબ્ધ કર્મ કોને કહે છે તે પુછતા હો, તો સાભળો

પદચ્છેદ—**इदं**-આ **शरीरम्** **उत्पाद्य**-શરીરને પેદા કરીને. **इह** **लोके**-આ દેહમા **एव**-જ **सुखदु खादिप्रदं**-સુખ દુખને આપવાવાળુ **यत् कर्म**-જે કર્મ છે **तत्**-તે **प्रारब्धं**-પ્રારબ્ધ કર્મ છે **प्रारब्ध**-પ્રારબ્ધ કર્મ **भोगेन**-ભોગથી **नष्ट**-નાશ **भवति**-થાય છે **प्रारब्धकर्मणा क्षय** -પ્રારબ્ધકર્મનો ક્ષય [ નાશ ]. **भोगात्** **एव**-ભોગથીજ [ થાય છે ] **इति**-એ પ્રમાણે.

તેનો સામાન્ય અર્થ છે હવે શંકર ભગવાનની વાણીનો શબ્દાર્થ કરીએ તે સાંભળો. જે કાર્યથી આ દેહ ઉત્પન્ન થયો છે, અને જે કર્મથી આ દેહમાંજ સુખ દુઃખ મળે છે તે કર્મ પ્રારબ્ધ કર્મ કહેવાય છે પ્રારબ્ધ કર્મ ભોગથી નાશ પામે છે પ્રારબ્ધ કર્મોનો નાશ ભોગથીજ થાય છે ત્યારે ત્રણે કર્મના વાતમાંથી સાર એ નીકળે છે કે-સંચિત તથા આગામી અગર ક્રિયમાણ કર્મો જ્ઞાનથી નાશ પામે છે, પણ પ્રારબ્ધ કર્મ તો ભોગવવાજ પડે છે જેમ ભાથામાંથી નીકળેલુ બાણ જેટલો વેગ આપ્યો તેટલુ દોડવાનુ છે

**शास्त्र वचनो—अवश्यमेव भोक्तव्य, कृत कर्म शुभाशुभम् ।**
**नाभुक्त क्षीयते कर्म, कल्पकोटिशतैरपि ॥**

**શાસ્ત્ર વચનો**—અવશ્યમેવ ભોક્તવ્ય, કૃત કર્મ શુભાશુભમ્ ।
નાભુક્ત ક્ષીયતે કર્મ કલ્પકોટિશતૈરપિ ॥

**અર્થ**—કરેલુ કર્મ તો ચોકસ ભોગવવુજ જોઇએ ( કારણ કે ) નહીં ભોગવેલુ કર્મ નાશ પામતુ નથી

**४७ सचित कर्म ब्रह्मैवाहमिति निश्चयात्मकज्ञानेन नश्यति । आगामिकर्म अपि ज्ञानेन नश्यति । किं च आगामिकर्मणा नलिनीदलगतजलवत ज्ञानिना सम्बन्धो नास्ति ॥**

---

પદચ્છેદ—**अवश्यम् एव**-ચોક્કસ **भोक्तव्य**-ભોગવવુ જોઇએ **कृत कर्म**-કરેલુ કર્મ **शुभ+अशुभम्**-શુભ અગર અશુભ [ કર્મ ] **अभुक्त**-નહી ભોગવાયેલુ **कर्म**-કર્મ **न क्षीयते**-નાશ પામતુ નથી

૪૭ પદચ્છેદ—**संचित कर्म**-એકઠુ થએલુ કર્મ [ અપક્વ કર્મ ] **ब्रह्म एव+अहम्+इति=ब्रह्मैवाहमिति**-હું બ્રહ્મજ છું એવો **निश्चय आत्मा यस्य तत् निश्चयात्मकं निश्चयात्मकं च तत् ज्ञानं च निश्चयात्मकज्ञान-तेन-निश्चयात्मक-ज्ञानेन**-એવા નિશ્ચયરૂપ જ્ઞાનથી **नश्यति**-નાશ પામે છે એટલે ફળ આપી શકતા નથી **आगामि कर्म**-જ્ઞાન થયા પછી થએલા કર્મ **अपि**-પણ **ज्ञानेन नश्यति**-જ્ઞાનથી નાશ પામે છે **किं च**-કારણ કે **नलिनीदलगतजलवत्**-કમળના દળ એટલે

૪૭ સચિતં કર્મ બ્રહ્મેવાહમિતિ નિશ્ચયાત્મકજ્ઞાનેન નશ્યતિ આગામિકર્મ અપિ જ્ઞાનેન નશ્યતિ । કિં ચ આગામિકર્મણા નલિનીદલગતજલવત્ જ્ઞાનિના સમ્બન્ધો નાસ્તિ ॥

અર્થ—હુ બ્રહ્મ છઉ, એવા નિશ્ચયરૂપ જ્ઞાનથી સચિત કર્મ નાશ પામે છે આગામિ કર્મ પણ જ્ઞાનથી નાશ પામે છે કારણ કે આગામિ કર્મોનો અને જ્ઞાનીઓનો સબધ કમળની પાખડી ઉપર પડેલા જળના બીંદુ (ટીપા) જેવો છે-તાત્પર્ય વાસ્તવીક જોતા જ્ઞાનીના આગામિ કર્મ થાય છે ખરા, પણ તેને ખરી પડતા, [નાશ પામતા] વાર લાગતી નથી

૪૮ સવાલ—જીવે ત્યાસુધી જ્ઞાની હોય તોપણ કાઇ કાઈ કર્મ તો કર્યાજ કરે છે તે કર્મનુ સારૂ અગર ખોટુ ફળ કોણ ભોગવે છે ?

જવાબ–किं च ये ज्ञानिन स्तुवति भजति अर्चयति तान्प्रति ज्ञानिकृतम् आगामिपुण्यं गच्छति । ये ज्ञानिनं निन्दन्ति द्विषंति दुःखप्रदानं कुर्वंति तान्प्रति ज्ञानिकृतम् सर्वम् आगामिक्रियमाणं यदवाच्य कर्म पापात्मकं तद्गच्छति ॥ सुहृदः पुण्यकृत्यानि दुर्हृदः पापकृत्यानि गृह्णन्ति ॥

---

પાખડી ઉપર ગયેલા [ પડેલા ] જળના ટીપાની માફક आगामिकर्मणा–આગામી કર્મોનો ज्ञानिनाम्–જ્ઞાનીઓનો सबध–સબધ न अस्ति–નથી

૪૮ પદચ્છેદ—किं च–વળી કે ये ज्ञानिन–જે જ્ઞાનિને–જ્ઞાનિની स्तुवन्ति–સ્તુતિ કરે છે भजति–ભજે છે अर्चयति–પૂજે છે तान्प्रति–તેના તરફ ज्ञानिना कृतम्–ज्ञानिकृत–જ્ઞાનિએ કરેલુ आगामिपुण्य–આગામીપુણ્ય गच्छति–જાય છે ये–જે ज्ञानिन निन्दन्ति–જ્ઞાનિને નીંદે છે द्विषति–દ્વેષ કરે છે दु खप्रदान कुर्वति–દુખ આપે છે तान्-प्रति–તેના તરફ ज्ञानिकृत–જ્ઞાનિએ કરેલુ सर्व आगामिक्रियमाणं–આગામિ તમામ यत् अवाच्यं–જે ન કહેવા યોગ્ય એટલે નિંધ कर्म–કર્મ पापात्मक–પાપરૂપ तत्–તે गच्छति–જાય છે शोभनं हृदयं

જવાબ—કિં ચ યે જ્ઞાનિન સ્તુવતિ ભજતિ અર્ચયતિ તાન્પ્રતિ જ્ઞાનિકૃતમ્ આગામિપુણ્ય ગચ્છતિ । યે જ્ઞાનિનં નિન્દન્તિ દ્વિષતિ દુખપ્રદાન કુર્વંતિ તાન્પ્રતિ જ્ઞાનિકૃતમ્ સર્વમ્ આગામિક્રિયમાણુ યદવાચ્ય કર્મ પાપાત્મક તદ્ગચ્છતિ ॥ સુહૃદ પુણ્યકૃતાનિદુર્હૃદ પાપકૃત્યાનિ ગૃહ્ણન્તિ ॥

જવાબનો અર્થ—કારણ કે જે જ્ઞાનીની સ્તુતિ કરે છે, ભજે છે, પુજા કરે છે, તેના તરફ જ્ઞાનીએ કરેલા આગામિ પુણ્ય જાય છે અને જે જ્ઞાનીની નિંદા કરે છે, દ્વેષ કરે છે, અગર દુખ આપે છે તેના તરફ જ્ઞાનીએ કરેલુ આગામિ નિંધ તથા પાપરૂપ કર્મ જાય છે, તાત્પર્ય-પવિત્ર માણસો પુણ્ય લઈ જાય છે અને પાપીઓ પાપ લઈ જાય છે.

૪૯ સવાલ—ત્યારે આવા જ્ઞાથીઓની છેવટ કઈ દશા થાય છે ? મરણ વખતે કાશીવાસ કરવો પડે છે ?

जवाब–तथा चात्मवित्मसार तीर्त्वा ब्रह्मानदामिहैव प्राप्नोति । तरति शोकमात्मविदिति श्रुतेः ॥

( श्लोक )

तनु त्यजतु वा काश्या, श्वपचस्य गृहेऽथवा ।
ज्ञानसंप्राप्तिसमये मुक्तोऽसौ विमलाशय–इति स्मृतेश्च ॥

---

येषाम् ते–सुहृद–જેનુ નિર્મળ હૃદય છે તે पुण्यकृत्यानि–પુણ્યના કર્મ दुष्ट हृदय येषाम्–તે दुर्हृद–જેનુ પાપી મન છે તે पापकृत्यानि–પાપકર્મ गृह्णन्ति–લે છે.

૪૯ પદચ્છેદ—तथा–તે પ્રમાણે च–અને आत्मान वेत्ति इति आत्मविद्–આત્માને જાણે છે તે આત્મવિદ્ કહેવાય છે ससार–સંસારને तीर्त्वा–તરીને ब्रह्मण आनद=ब्रह्मानद तम ब्रह्मानद–બ્રહ્મના આનંદને इह+एव–અહીંજ प्राप्नोति–મેળવે છે तरति–તરે છે शोक–શોકને आत्मविद्–આત્મજ્ઞાનિ इति श्रुते–આ પ્રમાણે શ્રુતિ કહે છે तनु त्यजतु–શરીરનો ત્યાગ કરે काश्यां वा श्वपचस्य गृहे अथवा–

જવાબ—તથા આત્મવિત્સંસાર તીર્ત્વા બ્રહ્માનંદમિહૈવ પ્રાપ્નોતિ । તરતિ શોકમાત્મવિદિતિ શ્રુતે ॥

( શ્લોક )

તનું ત્યજતુ વા કાશ્યા, શ્વપચસ્ય ગૃહેડથવા ।
જ્ઞાનસપ્રાપ્તિસમયે મુક્તોડસૌ વિમલાશય-ઇતિ સ્મૃતેશ્ચ ॥

જવાબનો અર્થ—ને પ્રમાણે આત્મજ્ઞાની પુ-ષ મમાગ્ને તરીને, અહીજ બ્રહ્માનંદની પ્રાપ્તિ કરે છે આત્મજ્ઞાની પુરૂષ શોકને તરી જાય છે-એટલે મસારને તરી જાય છે, એવુ શ્રુતિનુ કહેવુ છે શ્રુતિનુ એવુ પણ કહેવુ છે કે-(આત્મજ્ઞાની પુ ષ) ભલે કાશીમા શરીર તજે અગર ચાડાલના ઘરમા શરીર તજે, પણ જ્યારે તેને જ્ઞાન પ્રાપ્ત થયુ છે તેજ સમયે તે નિમળ અત કરણવાળો પુ ષ મુક્ત થયો ગણાય છે




---

કાશીમા અથવા ચાડાલના ઘ-મા **અસૌ વિમલાશય**-નિર્મળ વિચારવાળો આ પુરૂષ **જ્ઞાનસપ્રાપ્તિસમયે મુક્ત**-જ્ઞાન પ્રાપ્ત થાય તે સમયે એટલે તે સમયથી છૂટો ( છે ) **ઇતિ સ્મૃતે ચ**-એ પ્રકારે સ્મૃતિનુ પણ કહેવુ છે

---

**અમદાવાદ**—પીરમશા રોડ ઉપર આવેલા ધી નિર્મળ પ્રિ. પ્રેસમા
લલ્લુભાઇ ઇશ્વરભાઇ ત્રિવેદીએ છાપ્યુ

# મોક્ષમંદિરમાંથી પ્રગટ થતાં પુસ્તકો.



જ્ઞાનના જીજ્ઞાસુઓને આવાં સાદાં પુસ્તકો ભાગ્યેજ મળી શકશે.

| | |
|---|---|
| મોક્ષપત્રિકા નામનું માસિક અહીંથી દર મહા માસથી પ્રગટ થાય છે, વાર્ષીક લવાજમ .. ... ... | ૨—૦—૦ |
| ૭૬ ની સાલમા પ્રગટ થએના અંકો પાનાં પુંઠાથી બધાવેલા બીજી આવૃત્તિ | ૨—૬—૦ |
| ૭૭ ના ,, , , પ્રથમ ,, | ૨ ૨—૦ |
| ૭૮ ,, , ,, ,, | ૨—૨—૦ |
| ૭૯ ની , , ,, , ,, | ૨—૬—૦ |
| ગર્ભોપાનિષદ્ ( બીજી આવૃત્તિ છપાય છે. ) .. . | ૦—૨—૦ |
| શ્રી ચર્પટ પંજરીકા શ્રી શંકરાચાર્ય કૃત. ... | ૦—૧—૬ |
| શ્રી મોહમુદ્ગર ,, ,, .. | ૦—૧—૬ |
| શ્રી તત્ત્વબોધ ,, | ૦—૩—૬ |
| આત્મબોધ ,, . | ૦—૩—૬ |
| માનુ–રત્નમાળા ( શ્રી તુલસીદાસજીની ) . | ૦—૨—૬ |
| વેદાન્તવિચાર (શ્રી શંકર તથા મંડન પંડિતનો સંવાદ) . | ૦—૧—૬ |
| ,, બીજું પુષ્પ . | ૦—૧—૬ |
| રઘુવંશ પ્રથમ તથા દ્વિતીય સર્ગો પદચ્છેદ ગુજરાતી તથા અંગ્રેજી ભાષાંતર સહિત .. .. | ૦–૧૨—૦ |
| રઘુવંશ ત્રીજો સર્ગ પદચ્છેદ તથા ગુજરાતી ભાષાંતર સહિત | ૦—૬—૦ |
| ( વિદ્યાર્થી પાસેથી દરેક સર્ગે બે આના ઓછા. અને દરેક સર્ગ પોસ્ટેજ એક આનો. ) | |
| નામ ચક્ર . . | ૦—૧—૬ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા પ્રથમ અધ્યાય ( આવૃત્તિ બીજી ) . | ૦—૮—૦ |
| ,, ,, બીજો અધ્યાય ( તૈયાર થાય છે ) | ૦—૪—૦ |
| ચરોતર–યાત્રા પ્રસંગ–ચરોતરમાં યાત્રા પ્રસંગે ગવાએલા રામાયણના પ્રસંગો તથા કિર્તનો ... | ૦—૩—૦ |
| મોક્ષવાણી—તુલસીકૃત રામાયણમાંથી ચુંટેલા સુંદર પ્રસંગો | ૦—૮—૦ |
| બહેનોને સંદેશ .. ... | ૦—૧—૬ |
| ધર્મ .. [ છપાય છે. ] | ૦—૨—૦ |
| ધ્યાન અથવા Wonder of Wonders ,, , | ૦—૪—૦ |
| ભર્તૃહરિનું વૈરાગ્યશતક .. ,, ,, | |